# કાંચીની સંનિધિમાં

વિનોબા

સંપાદક:
ચુનીભાઈ વૈદ્ય
પ્રબોધ ચોકસી

દસ આના

યજ્ઞ પ્રકાશન
ભૂમિપુત્ર કાર્યાલય, ઘડિયાળી પોળ
વડોદરા

# અનુક્રમ

૧

# બુદ્ધાવતારે

ભગવાન ગૌતમ બુધ્ધના નિર્વાણને આજે અઢી હજાર વરસ થાય છે, એ નિમિત્તે આજનો દિવસ આખી દુનિયામાં ઊજવાઈ રહ્યો છે. ખાસ કરીને એશિયાખંડમાં બૌધ્ધધર્મમાં માનનારા ઘણા દેશો છે, ત્યાં આજે ખૂબ ઉત્સાહપૂર્વક ઉજવણી થશે. આપણા દેશમાં પણ ઠેકઠેકાણે આ ઉત્સવ સમારંભપૂર્વક ઊજવાશે, ગૌતમબુધ્ધનો જન્મ, નિર્વાણ, જ્ઞાનપ્રાપ્તિ અને વિહાર એ બધું આ ભારત ભૂમિમાં થયું હતું તેથી આ ઉત્સવ હિંદુસ્તાનમાં ભારે પ્રેમથી ઊજવાઇ રહ્યો છે. સરકાર પણ એમાં ભાગ લઇ રહી છે.

આપણા આ દેશમાં જે અનેક સત્પુરુષો થઈ ગયા તેમાં બુધ્ધ ભગવાનનું એક વિશિષ્ટ સ્થાન છે એમાં કશો સંદેહ નથી. એક હજાર વરસ સુધી ધર્મપ્રચારકો બુધ્ધનો સંદેશો દેશને આ ખૂણેથી તે ખૂણે સતત ફેલાવતા રહ્યા. આ કાંચીપુરમ્ પણ એક કાળે બૌધ્ધોનું ધામ હતું. આજે જો કે ઉપર ઉપરથી જોનારાઓને એવું ભાસે છે કે હિંદુસ્તાનમાં બૌધ્ધધર્મ છે જ નહિ. પણ એ કેવળ ભાસ જ છે હિંદુસ્તાને બુધ્ધ ભગવાનના જેટલા મુખ્ય ઉપદેશો હતા તે બધાને પચાવી લીધા છે, આત્મસાત્ કરી નાખ્યા છે.

## નિર્વૈર પ્રતિકાર

બુધ્ધે ત્રણ ઘણી મોટી વાતો આપણી સમક્ષ મૂકી. એક સ્પષ્ટ વિચાર તો તેઓએ એ મૂકયો કે વેરથી વેર કદી પણ શમતું નથી. તેઓના

જમાનામાં પણ આ કાંઈ છેક નવી વાત નહોતી. એમના પહેલાં પણ હિંદુ-ધર્મના મૂળ ગ્રંથમાં આપણને આ વાત જોવા મળે છે. પરંતુ બુધ્ધે અત્યંત સ્પષ્ટતાપૂર્વક, કશા પણ અપવાદ સિવાયના નિરપવાદ ધર્મ તરીકે આ વાત જગત સમક્ષ મૂકી. એ જ વાત ફરી ઇસુ ખ્રિસ્તે ૫૦૦ વરસ પછી સ્પષ્ટ શબ્દોમાં મૂકી અને સંતોએ એનું વારંવાર પુનરુચ્ચારણ કર્યા કર્યું છે, છતાં દુનિયામાં લોકો એ વિશે નિઃસંશય નથી બન્યા. એ લોકો વિચારે છે કે "વેરનો પ્રતિકાર (સામનો) વેરથી જ કરવો પડે છે. વખત આવે એવું કરવું જ પડે છે, એમાં આપણો છૂટકો નથી." પણ હવે વિજ્ઞાનને કારણે એવી હાલત પેદા થઇ છે કે લોકોના મનમાં ઊલટી જ શંકા થવા માંડી છે: "હિંસાથી કોકડું કેટલું ઊકલશે?" માટે આ તબક્કે બુધ્ધ દેવનો એ સંદેશો અત્યંત મહત્ત્વ ધરાવે છે. અને જાણે કે દુનિયા એનો અમલ કરવા તૈયાર થઇ રહી હોય એવી બધી તાસીર દેખાય છે. વચગાળાનાં હજાર વરસ એળે નથી ગયાં. લોકો ચિંતન-મનન કરતા રહ્યા છે. પણ સમય હવે પાક્યો છે તેથી સામાજિક રીતે એ વાતનો અમલ કઇ રીતે કરવો એ હવે વિચારી કાઢવું જોઇએ. નિર્વૈર પ્રતિકાર હવે સઝવા માંડ્યો છે, એનું પણ એક શાસ્ત્ર ઘડાવા માંડ્યું છે. મને ઉમેદ છે કે બુધ્ધ ભગવાનનું અવતાર કાર્ય હવે શરૂ થઇ રહ્યું છે.

### તૃષ્ણારહિત જીવન વિકાસ

બીજી વાત તેઓએ આપણી સમક્ષ એ મૂકી કે આપણે તૃષ્ણા વધાર્યે જઈશું તો દુઃખ વધશે. એટલે ઉત્તરોત્તર જરૂરિયાતો વધાર્યે જઈએ એમાં લાભ નથી. આ વાત સંતોએ ફરીફરીને કહ્યા કરી છે અને ધાર્મિક પુરુષોએ માની છે. પણ કહેવું પડશે કે આ વાતને માટે હજી લોકમાનસ તૈયાર નથી. હિંસા જવી જોઈએ એ ભાવના તો લોકોના મનમાં ઊગી છે, પણ તૃષ્ણા વધવી ન જોઇએ એ વસ્તુ નિશ્ચિત રીતે હજી નથી ઊગી. મારું કહેવું તો એ છે કે તૃષ્ણા વધાર્યે જઈએ અને પાછા નિર્વૈર જીવન ગાળવાની મથામણ કરીએ, એ વાત કદી બને તેમ નથી.

હિંસા અટકે તેવી વાસના પેદા થઈ છે,' પણ સામે પાસે તૃષ્ણા ન વધવી જોઈએ એવી ભાવના ઊભી થઈ નથી. ઊલટું આપણે તો એવી આશાએ સેવીએ છીએ કે આપણે જરૂરિયાતો તો ઢગલાબંધ વધારી શકીશું અને છતાં નિર્વૈર જીવન ગાળી શકાય તેવી કોઈ યુક્તિ શોધી કાઢીશું. હું માનું છું કે આ મૃગજળ છે. આમાંથી ફલિત તો એ જ થવાનું છે કે તૃષ્ણાથી વેર અવશ્ય વધે છે. તૃષ્ણા વધારવાથી કોઇપણ સંજોગોમાં દુઃખ જ પેદા થશે. પરિસ્થિતિ બદલાશે તે પ્રમાણે સાધન અને ઓજારમાં ફેર પડશે. પહેલાં પાલખીમાં બેસવાની સગવડ હતી અને આજ-કાલ વિમાનમાં ચડે છે. પણ જેમ અગાઉ પાલખીમાં બેસવાની તૃષ્ણા હતી અને એ સતાવતી હતી, તેમ જ હવે વિમાનમાં બેસવાની તૃષ્ણા થશે અને સમાજને સતાવશે. જીવનમાં વપરાતી વસ્તુઓના આકાર પ્રકાર બદલાય, પણ 'તૃષ્ણા સતાવશે' એ વાતમાં કશો ફેર નહીં પડે. પહેલાં લોકોને ઘરેણાં પહેરવાની વાસના હતી. હવે ધાગે કે આપણને એવાં ઘરેણાં પહેરવાં એ જંગલીપણું લાગે છે. એટલે મનમાં થાય છે કે ચાલો એ વાસના ગઇ. પણ એને બદલે 'મારે કેમેરા રાખવો જોઇએ' એ વાસના પણ સતાવે છે. તાત્પર્ય એ કે બાહ્ય પદાર્થના ઉપયોગ અંગે જીવન ઉત્તરોત્તર બદલાતું જશે એમાં વાંધો નથી, પરંતુ વાસના વધારવાથી અવશ્ય પતન થશે. જીવન સુધારવાનો ઉપાય બહારથી જરૂર કરવો જોઈએ, પરંતુ તે તૃષ્ણારહિત થઈ ને કરવો જોઈએ. પરંતુ મને ડર છે કે આ વિચાર હજી સ્પષ્ટ રીતે લોકોની આંખ આગળ નથી આવ્યો. જ્યારે નિર્વૈર વૃત્તિની મનુષ્યના દિલમાં પિપાસા જાગશે અને મૈત્રી ભાવનાની ઊણપ સાલશે, ત્યારે તૃષ્ણારહિત થવાની ઝંખના પણ એના દિલમાં સળવળશે.

## વિવેક પ્રમાણ

ત્રીજી વાત જે બુદ્ધ ભગવાને આપણી સામે મૂકી તે એ છે કે દરેક ચીજને બુદ્ધિની કસોટીએ કસીને પછી જ કબૂલ કરવી જોઈએ.

આ રીતે આ ઉપદેશને આપણા સમાજે સ્વીકારી લીધો છે. એનો અમલ નહોતો થયો પણ અમલ થવો જોઈએ. એટલે આપણી માન્યતા દર્શાવવા માટે આપણે બુધ્ધ ભગવાનને સર્વોત્તમ અવતાર માન્યા.

બુદ્ધ ભગવાનના બધા ઉપદેશો ધમ્મપદ નામના ગ્રંથમાં મળે છે. ધમ્મપદમાં મને એક પણ શ્લોક એવો નથી મળ્યો કે જેને એક હિંદુ તરીકે હું કબુલ ન કરું, ધર્મથી પર એક સામાન્ય વિચારક તરીકે હું આ નથી કહેતો પરંતુ એક હિંદુ તરીકે બોલું છું. એ વાત ખરી છે કે બુધ્ધ

બધા ભૂતો પ્રત્યે દ્વેષરહિત,-(શંકરાચાર્ય કહે છે કે પોતાને દુઃખ દેનારા, કોઇપણ પ્રાણીનો દ્વેષ ન કરે પણ બધામાં પોતાપણું જુવે તે અદ્વેષ્ટા) મિત્રભાવે વર્તનારો, કરુણાવાન, (એટલે કે બધાને અભય આપનારો) અને ક્ષમી એટલે કે પોતાને મારનાર કે ગાળ દેનારને ક્ષમા કરનાર એ ભગવાનને પ્રિય છે. આજ રીતે શંકરાચાર્ય તો अक्रोध ( ૧૬—૨) અને अद्रोह (૧૬—૩) ને પણ નિર્વૈરના સમાનાર્થક શબ્દો તરીકે ઘટાવે છે.

વળી અધ્યાય ૧૩ માં જ્ઞાન કોને કહેવાય એ બતાવતાં શ્લો. ૭ માં અહિંસા અને ક્ષાન્તિ ને ગણાવ્યાં છે. ક્ષાન્તિ એટલે બીજું કોઇ પોતાનું બુરું કરે તે જોઇને પણ નિશ્ચળ રહેવું તે. ( શાં. ભા. )

તૃષ્ણા અંગે સીધો ઉલ્લેખ અધ્યાય ૧૪ શ્લો. ૭ માં આવે છે. મનુષ્યને બાંધનારા ત્રણ ગુણોનાં લક્ષણો બતાવતાં રજોગુણને દેવનાગરીમાં तृष्णा અને आसंगમાંથી ઉત્પન્ન થયેલો કહયો છે. તૃષ્ણા એટલે ન મળેલાની અભિલાષા અને આસંગ એટલે મળેલું હોય તેની 'આસકિત, વળગણ. આ ગુણોનાં બંધનોથી કોણ છૂટી શકે છે એ બતાવતાં શ્લો. ૨૫ માં કહે છે "જે માન અપમાનમાં સમાન રહે છે, મિત્ર અને શત્રુઓની દૃષ્ટિએ જે સમાન છે (નિષ્પક્ષ) છે તે ગુણાતીત થાય છે. "

તૃષ્ણાનો ભાવ 'કર્મફળની અધિકારભાવના,' કામના વગેરે શબ્દોથી ગીતામાં અનેક સ્થળે આવે છે અને ગીતાનો મુખ્ય ઉપદેશ નિષ્કામતા અર્થાત તૃષ્ણારહિતતા છે.—પ્ર.

ભગવાનના શિષ્યોએ સૃષ્ટિવિજ્ઞાન, એની ઉત્પત્તિ વગેરે વિશે ઘણી વાતો કરી છે, એમાં તત્ત્વજ્ઞાનનો અંશ હતો અને એનું ખંડન-મંડન અહીં હિંદુસ્તાનમાં થયું. પણ એનો અર્થ એ નહોતો કે બુધ્ધ ભગવાને જે ધાર્મિક શિક્ષણ આપ્યું તેના પર આક્ષેપ કરવામાં આવ્યો હતો. એને વિશે કશો વાંધો ઉઠાવવામાં આવ્યો નહોતો. હિંદુસ્તાનમાં વિચાર સ્વતંત્રતાપૂર્વક થતો હતો એ હિંદુસ્તાનની પ્રાચીન વિશેષતાનું અને સ્વતંત્ર બુધ્ધિમત્તાનું લક્ષણ છે. જે સંસ્કૃત ભાષાના સાહિત્યને જાણે છે તે આ વિચારસ્વાતંત્ર્યના મહિમાથી વાકેફ છે. વિચારની આટલી સ્વતંત્રતા ભાગ્યે જ કોઈ ભાષાના સાહિત્યમાં જોવા મળશે. કપિલ, કણાદ વગેરે મહાન તત્ત્વજ્ઞાનીઓના વિચારો અલગ અલગ હતા. એમનું પણ ખૂબ ખંડન-મંડન ચાલ્યું. પરંતુ એમણે કહેલા ધાર્મિક વિચાર પર આક્ષેપ નથી. આજ રીતે બૌદ્ધ વિચારોની પણ ઠીક ઠીક જડતી લેવાઇ છે અને ખંડનમંડન થયું છે. પરંતુ ભગવાન બુધ્ધે જે સામાજીક, નૈતિક અને ધાર્મિક શિક્ષણ આપ્યું હતું એને વિશે જરા પણ વિરોધ હોત તો બુધ્ધની ગણના અવતારોમાં ન થાત. અને આજે તો આપણે ગૌરવભેર કહીએ છીએ કે બુધ્ધ ભગવાન એ તો હિંદુસ્તાને દુનિયાને આપેલી સર્વોત્તમ ભેટ છે. બીજા શબ્દોમાં આપણે એમ કહેવા માગીએ છીએ કે બુધ્ધ ભગવાન અહીંના સમાજના સર્વોત્તમ પ્રતિનિધિ હતા. એમનું શિક્ષણ અહીંના સત્પુરુષો અને શૈવવૈષ્ણવોએ પણ સારી પેઠે માન્ય કરી લીધું છે. હિંદુસ્તાનના ઇતિહાસને જાણનારા જાણે છે કે વિચારોની રસાકસી ઘણી ચાલી એ ખરું, પણ બૌધ્ધ ધર્મનો જે સર્વોત્તમ અંશ હતો તે આપણે પૂરેપૂરો સ્વીકારી લીધો, અને જો ધમ્મપદને માને તે જ બૌધ્ધ કહેવાતો હોય, બૌધ્ધ કહેવડાવવાની એજ કસોટી માનવામાં આવે, તો મને એમ કહેતાં જરા પણ સંકોચ નથી થતો કે પ્રત્યેક હિંદુ પોતાને બૌધ્ધ કહેવડાવી શકે છે.

### વેદાંત અને અહિંસાનો સમન્વય

આમ બુદ્ધના ઉપદેશોને આપણે સર્વાંશે સ્વીકારી લીધા છે અને એ

આપણને તેમ જ દુનિયાને તારે એવા છે એવું પણ આપણું માનવું છે. ત્યારે હવે આપણે કરવા જેવું શું છે? કરવાની વાત એ છે કે બુદ્ધ ભગવાને આપણને જે જીવનચર્યા આપી છે એની સાથે આપણે એકરૂપ થઈએ. તો એની સાથે અહીંનું જે વેદાંત અને બ્રહ્મવિદ્યા છે તેનો કેટલો મેળ પડે છે એ જાણવું જોઈએ. આ બેની વચ્ચે કશો વિરોધ તો છે નહીં, ઊલટું હું તો વિશ્વાસપૂર્વક માનું છું કે બ્રહ્મવિદ્યાને આધારે કરુણા, ભૂતદયા અને નિર્વૈરતાનું શુદ્ધ દીધું શિક્ષણ ઘણી સારી રીતે આચરી શકાયું છે. તેથી જ મેં કહ્યું હતું કે વેદાન્ત અને ગૌતમ બુદ્ધના વિચારોનો સમન્વય હિંદુસ્તાનને માટે સર્વોત્તમ રસાયણ રૂપ સાબિત થશે. અને દિશામાં થોડીક કોશિશ મેં શરૂ કરી. એ પ્રયત્ન આમ તો એટલો અલ્પ છે કે એનું કાંઇ વર્ણન કરવા જેવું નથી. મેં બોધગયામાં જે સમન્વય આશ્રમ શરૂ કર્યો છે તે કાંઇ બહુ મોટી ચીજ તો નથી, એક નાનીશી શરૂઆત છે. બે–ચાર ભાઇ ત્યાં કામ કરે છે; પ્રત્યક્ષ કર્મયોગની સાથે ધ્યાનયોગનો મેળ કઈ રીતે પડી શકે એનો પ્રયોગ ત્યાં કરે છે. દુનિયા ભરના બૌદ્ધો ત્યાં આવે છે એમની સેવા કરે છે અને એમની પાસેથી કંઇ ને કંઇ શીખવાની ઉત્સુકતા સેવે છે.

### બુદ્ધના આત્માને શાંતિ આપનારાં કામ

આનો વિચાર મને બિહારમાં ભૂદાન અંગે કાર્ય કરતાં કરતાં સહજ સૂઝ્યો. હું જિલ્લે જિલ્લે ફરતો હતો અને ત્યારે જમીન પણ કંઈ ને કંઈ મળતી હતી. પરંતુ બુદ્ધ ભગવાનના જીવનથી પવિત્ર થયેલા ગયા જિલ્લામાં મેં પ્રવેશ કર્યો, ત્યાં બોધગયામાં ૧ લાખ એકરનો સંકલ્પ ગયા જિલ્લા માટે કરવાનું મેં ધાર્યું હતું. એ સંકલ્પ તો પૂરો થયો. પછી ત્રણ લાખ એકરની કલ્પના કરી. હિંદુસ્તાનમાંથી પાંચ કરોડ એકર જમીન મેળવવી જોઈએ એ હિસાબે ગયા જિલ્લાનો આંકડો ત્રણ લાખનો થાય. તેથી ઇષ્ટાંક તરીકે એ આંકડો મૂકયો. આટલા મોટા પ્રમાણમાં હિંદુસ્તાનમાં કયાયે કામ નહોતું થયું. એ જિલ્લાનો પહેલો સંકલ્પ એક લાખ

એકરનો પૂરો થયો. અને મેં બિહારમાં પ્રવેશ કર્યો ત્યારથી મને સતત એવો અનુભવ થયો કે જાણે બુદ્ધ ભગવાન અમારી સાથે યાત્રામાં છે. તેથી સહજ પ્રેરણાથી સમન્વય આશ્રમની કલ્પના સૂઝી એ નાના પાયા પર શરૂ થયો છે. એ આશ્રમનું કશું ખાસ મહત્ત્વ નથી. એનો તો અહીં સહજ ભાવે ઉલ્લેખ કર્યો. મહત્ત્વની ચીજ સમન્વય-આશ્રમ નથી, મહત્ત્વની ચીજ તો સમન્વય છે. મારો વિશ્વાસ છે કે વેદાંત અને અહિંસાના સમન્વયમાંથી હિંદુસ્તાન અને દુનિયાનું કલ્યાણ થશે. મને અંતરમાં એવી પ્રેરણા થાય છે કે આ વિચારને માટે મારું જીવન વીતે. અને તેથી ભૂદાનના અનુસંધાનમાં જે કાંઇ કામ થયું છે એ થોડુંક છે છતાંયે બુદ્ધ ભગવાનના આત્માને શાંતિ આપતું હશે એવો મારો વિશ્વાસ છે.

બુદ્ધ ભગવાને ભર જુવાનીમાં બધું ઐશ્વર્ય અને રાજ્યનો ત્યાગ કર્યો અને સતત પરિવ્રજ્યા કરતા રહ્યા. આજે જ અહીં એક એવી ઘટના થઇ છે, જેનાથી બુદ્ધ ભગવાનના આત્માને સંતોષ થયો હશે. કરુણાનું કાર્ય કરતાં કરતાં થોડાક ભાઇઓ મુંબઇથી અહીં પગપાળા આવ્યા છે. એમાં ઘણાખરા જુવાનો છે અને બે તો ચૌદ-ચૌદ વરસના ઊગતા છોકરાઓ પણ છે. અને એ લોકો નવસો માઇલનો પંથ ખેડીને અહીં આવ્યા છે ! એમણે વિચાર્યું કે સર્વોદય સંમેલનમાં જવું તો સર્વોદયનું કામ કરતાં કરતાં જવું જોઇએ. તેથી લોકોને કરુણાનો સંદેશો આપતાં આપતાં, સર્વોદયનો વિચાર સમજાવતાં સમજાવતાં અહીં આવ્યા. એમને લગભગ સાડા સાતસો એકર જમીન મળી અને કંઇક સંપત્તિદાન-પત્રો પણ મળ્યાં.

### કરુણાનું રાજ્ય સ્થાપવા

આપણે લોકો તો જ્ઞાનવિહીન અને પામર પ્રાણી છીએ. બુદ્ધ ભગવાનની સામે બોલવાની આપણી તે હિંમત જ શેની ચાલે ! ક્યાં એમની શાંતિ અને ક્યાં આપણાં મનની તૂટીફૂટી હાલત ! પણ એટલું તો હું ચોક્કસ કહી શકું છું કે આપણે એમનાં બાળકો

છીએ અને જે કાંઈ ભાગ્યો તૂટ્યો પ્રયત્ન કરી રહ્યા છીએ. તે એમને માર્ગે જ કરી રહ્યાં છીએ. ઘણી મોટી તપસ્યાને અંતે જે કરુણાનું દર્શન એમને થયું એ કરુણાનો ઉદય આપણાં હૃદયમાં થયો, અને એ જ કરુણાની ભાવના આ નાના નાના છોકરાઓને ૯૦૦ માઇલ પગપાળા ચલાવી લાવી. તેથી મેં દાવો કર્યો હતો કે બુધ્ધ ભગવાને જે ધર્મચક્રપ્રવર્તન ચલાવ્યું છે તેને આપણે આગળ વધારી રહ્યાં છીએ. એ શબ્દ તો બહુ મોટો છે, આપણે તદ્દન તુચ્છ છીએ, તેમ છતાં એ શબ્દ ઉચ્ચારવાની હિંમત ભગવાન બુધ્ધની કૃપાથી થાય છે. આપણે ખૂબ ક્ષીણ છીએ, પાપી છીએ, કરુણાને પાત્ર છીએ. અને આપણે જાતે કરુણાને પાત્ર છીએ તેથી તો આપણે કરુણાનું મહત્ત્વ સમજ્યે છીએ. અને તેથી જે કરુણાનું દર્શન ભગવાનને થયું હતું એના પર શ્રધ્ધા રાખીને એ જ કામ આપણે કરી રહ્યાં છીએ. કરુણાનું રાજ્ય સ્થપ્યા વિના આપણા દિલને ટાઢક નહિ વળે અને સમાજને સ્થિરતા નહીં મળે. હું ભગવાનને પ્રાર્થના કરું છું કે આપણ બાળકો પર એમના આશીર્વાદ વરસે. મેં ‘બુધ્ધ ભગવાન’ કહ્યું. એ શબ્દોનું ભાષાંતર કરનારાએ ‘ઇશ્વર’ કહ્યું. પણ એ ખોટું નથી. કેમકે આપણે માટે એ બેય એક જ વસ્તુ છે. એક અંતર્યામી છે અને બીજું એનું જ બહાર પ્રગટેલું એક રૂપ છે. એનું સ્મરણ કરીને હું આશા સેવું છું કે ભૂદાન દ્વારા કરુણાનું રાજ્ય પ્રસ્થાપિત કરવાનો માર્ગ ખૂલી જશે. આપણે બુદ્ધ ભગવાનને શરણે છીએ, આપણે કારુણ્ય ધર્મને શરણે છીએ, આપણે સર્વોદય સમાજને શરણે છીએ.

તેન્નેરી, જિ. ચિંગલપેટ. ૨૪–૫–૫૬

## ૨
# દિવ્ય ચેતના

પહાડો પર ઘણું પાણી પડે છે, એ પાણી અલગ અલગ દિશામાં વહી જાય તો થોડે જઈ સૂકાઈ પણ જાય અને નહીં તો નાળાનું

રૂપ ધારણ કરે. પરંતુ એ બધું પાણી જો એક જ દિશામાં વહેવા માંડે તો એમાંથી મોટી નદી બનશે. મનુષ્યના મનની અવસ્થા આ જાતની છે. મનમાં અનેક શક્તિઓ છે. એ ચારે તરફ વેરવિખેર વહેતી રહે તો કાંઈ કામની ન રહે, પરંતુ મનની બધી શક્તિઓ જો કોઈ એક સારા ઉદ્દેશને પાર પાડવા કામે લાગી જાય તો એમાંથી એક ભારે મોટી તાકાત પેદા થાય અને એ ઉદ્દેશ પણ સફળ થાય. એવું જ સમાજનું પણ છે. સમાજમાં ભિન્ન ભિન્ન વ્યક્તિઓ અલગ અલગ દિશામાં કામ કર્યે જાય તો જરૂર કંઈને કંઈ કામ તો થશે જ, પણ એમાંથી શક્તિ ખડી નહીં થાય. પણ જો બધા મનુષ્યો એક દિશામાં વિચારવા માંડે અને પોતપોતાના જુદા જુદા સંકલ્પોને એકત્ર કરી નાંખે તો અનેકોના સંકલ્પના એકત્રીકરણથી એક મોટી તાકાત પેદા થશે. મનુષ્યના પોતાના મનની શક્તિઓ એકત્ર ન થાય તો વ્યક્તિગત સંકલ્પ પણ શક્ય નથી બનતો. એ જ રીતે સમાજમાં વ્યક્તિઓની શક્તિઓ જો નિરનિરાળી દિશામાં એકમેકથી ઊલટાસૂલટી કામ કરે તો સામાજિક સંકલ્પ પણ શક્ય બનતો નથી. આપણા સમાજમાં કાંઈ ઓછી શક્તિઓ નથી. તેમ જ આપણા મનમાં પણ કાંઇ ઓછી શક્તિઓ નથી. પરંતુ સામાજિક કાર્ય તો ત્યારે સિદ્ધ થાય છે જ્યારે આપણી માનસિક શક્તિઓ એકીભૂત થાય છે અને સમાજની શક્તિઓ એક જ દિશામાં વિચારે છે.

### વ્યક્તિ અને સમૂહમાં દિવ્ય જન્મ

તમે સૌ જોઈ રહ્યા છો કે પાંચ વરસથી આપણે આપણી તમામ માનસિક શક્તિઓને એક કામમાં યોજી રહ્યા છીએ. અને તેથી કંઈ ને કંઈ કામ નીપજી રહ્યું છે. એ જ રીતે આપણો એ પ્રયત્ન પણ ચાલુ જ છે કે આપણો સંકલ્પ વ્યાપક બનીને સામાજીક અને રાષ્ટ્રીય સંકલ્પ બની જાય. આ રીતે જે સામૂહિક સંકલ્પ ઘડાય છે તેમાં દિવ્ય શક્તિ પ્રગટ થાય છે અને એ દિવ્ય સંકલ્પ બની જાય છે. એને દિવ્ય જન્મ

પણ કહે છે. એ દિવ્ય જન્મ કોઈ એકના મનમાં પણ થઈ શકે છે અને પછી સમાજમાં ફેલાઈ શકે છે, અથવા તો એ પણ શકય છે કે સમસ્ત સમાજ દ્વારા જ એ પ્રગટ થાય અને પછી વ્યક્તિને પ્રેરણા આપે. બીજા શબ્દોમાં દિવ્ય જન્મ વ્યક્તિ દ્વારા સમૂહમાં પહોંચે અથવા સમૂહ દ્વારા વ્યક્તિમાં પહોંચે. દિવ્ય જન્મ આ બન્ને પ્રકારે પ્રકટ થશે. સમૂહમાં જ્યારે એનો જન્મ થશે ત્યારે એનું દિવ્ય રૂપ પ્રગટ થશે અને એનું એક વિચારનું સ્વરૂપ હશે. એ વિચારની હવા ચોમેર ફેલાશે અને વ્યક્તિને સ્પર્શ કરશે. જો દિવ્ય જન્મ કોઈ એક વ્યક્તિના મનમાં થશે તો એનો જન્મ એક બીજા પ્રકારનો હશે. એનું રૂપ ભાવનાનું હશે અને પછી એ ભાવના સઘળાંનાં હૃદયને રણઝણાવશે. સમૂહમાં જ્યારે દિવ્ય જન્મ થાય છે ત્યારે એ વિચારનું રૂપ લે છે, જ્યારે વ્યક્તિમાં દિવ્ય જન્મ થાય છે ત્યારે ભાવના પ્રગટ થાય છે અને એ ભાવના સ્વરૂપે સર્વનાં હૃદયમાં પ્રવેશ કરે છે. આનું તો એક સૂક્ષ્મ અને વ્યાપક શાસ્ત્ર પણ છે. પરંતુ મારે એનું વિવેચન આજે નથી કરવું. એ એક ઊંડો વિષય જરૂર છે. અહીં તો મેં એના તરફ આંગળીનો ઈશારો માત્ર કર્યો.

### વિશ્વશાંતિની શક્તિ કામ કરી રહી છે

પાંચ વરસ પછી જ્યાં જ્યાં સામૂહિક સંકલ્પ પ્રગટ થયો ત્યાં ત્યાં કાંઈ ને કાંઈ કામ થયું એવો આપણો અનુભવ છે. જ્યારે હું ઓરિસ્સામાં ભમતો હતો ત્યારે મારી વ્યક્તિગત ભાવનાનો સ્પર્શ આખા સમાજને થયો અને એમાંથી ગ્રામદાનનું એક વ્યાપક સ્વરૂપ ખીલી ઊઠયું. આજે ત્યાં એક એવું દૃશ્ય જોવા મળે છે કે હજારો ગામોએ સર્વસ્વદાન કરીને સ્વામિત્વને ખંખેરી નાખ્યું છે અને હવે ગ્રામરાજ તથા રામરાજ્યની દિશામાં આગળ વધવાના પ્રયત્નો થઈ રહ્યા છે. ભૂદાન આંદોલન ગ્રામદાનની આ હદે પહોંચી શકશે એવો પહેલાં શરૂઆતના તબક્કામાં કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પણ હવે તો મેં એથી પણ ઘણી

વધારે આશા બાંધી છે. આમદાનની આશા મને તો હતી જ, પણ મેં તો આમાંથી વિશ્વશાંતિની આશા પણ બાંધી છે, એટલે કે આખા વિશ્વનું મન બદલાશે. એ મનનું રૂપાંતર થશે એવી આશા હું ધરાવું છું. અને એ પ્રકારની હવા દુનિયામાં વહેતી થઈ ચૂકી છે એ વિશે મારા મનમાં મુદ્દલે શંકા નથી. આ હવા ફેલાય છે એનો સંચળ બધાં વરતી શકે તેવો નથી એ હું જાણું છું. સૂક્ષ્મ દૃષ્ટિવાળા લોકોને જ શરૂઆતમાં એની ખબર પડે. પરંતુ ધીરે ધીરે જેમ જેમ એનું સ્વરૂપ ખીલતું જશે તેમ તેમ સર્વસાધારણ લોકોને પણ ભાન થશે કે કશીક શક્તિ પ્રગટ થઈ રહી છે. બાબા તો પોતાના મનમાં કયારનો યે પામી ગયો છે કે એ શક્તિ કામ કરી રહી છે અને બાબાને પ્રેરણા આપી રહી છે. એ જ તમારામાં પણ પ્રેરણા સીંચશે એ વિશે બાબાને જરાકે શંકા નથી. તેથી બાબાને ખાતરી છે કે તામિલનાડ બીજા કોઈ પણ પ્રદેશ કરતાં પાછળ નહીં રહે, બલ્કે અહીંના લોકોના હૃદયમાં સૂક્ષ્મ ભક્તિભાવના ભરી પડી છે, તેથી વિશ્વશાંતિની જે શક્તિ કામ કરી રહી છે તે અહીં ઊંડું કામ કરશે જ.

### આજની સ્ત્રી સુદામાની સ્ત્રી કરતાં ઊતરે તેવી છે ?

આજે અહીં એક ભાઈ મને મળવા આવ્યા હતા. એમણે કહ્યું કે, “તમે બધાંની પાસેથી દાન અને સમર્પણની જે આશા રાખો છો તે જાણે વિચાર તો ઘણો જ સારો છે અને અમારે માટે આશીર્વાદ સ્વરૂપ છે, પરંતુ અમે તો એટલા બધા ગરીબ છીએ કે અમારી પાસે આપવા જેવી એકે ચીજ જ નથી. ત્યારે મેં કહ્યું, “સુદામો તો છેક જ ચીંથરેહાલ હતો, છતાં યે ભગવાનને સમર્પણ કરવા જેવું એને કંઈ ને કંઈ તો જડયું જ!” એ ભાઈ જરા મશ્કરા હતા એટલે બોલ્યા, “સુદામાની સ્ત્રી સારી હતી એટલે એ એમની વહારે ધાઈ. પણ અમને આ બાબતમાં અમારી સ્ત્રી કયાં મદદ કરે તેમ છે!”

તે વખતે એમની સ્ત્રી ત્યાં હાજર નહોતી, નહીં તો માનું છુ કે એ

મારા વતી જવાબ વાળત કે, "તમે અમસ્તા અમારું નામ આડું ના ધરશો, તમે પોતે સમર્પણ કરવા તૈયાર થઈ જાવ તો અમે તો તમારી સાથે છીએ જ."

સ્ત્રીઓ–માતાઓ કઈ રીતે પ્રેરિત થઈ રહી છે એના હું તમને બે દાખલા આપું.

### માતાનું હૃદય

એક વરસ પરની વાત છે. એક ભાઈએ મારી પાસે આવીને પાંચ એકર જમીન આપી અને પાછા ગયા. બીજે દિવસે અમે તો બીજા મુકામે પહોંચી ગયા. એ બીજે મુકામે આઠ-દસ માઈલ ચાલીને એ ભાઈ મને ફરીથી મળવા આવ્યા. આવીને આગલે દિવસે આપેલું દાનપત્ર પાછું માંગવા મંડયા. મેં કારણ પૂછ્યું તો એ કહે છે, "હું આપને પાંચ એકર આપીને પાછો ઘેર ગયો ત્યારે માએ મને પૂછ્યું કે બાબાને કેટલી જમીન આપી છે, ત્યારે એણે મને કહ્યું કે પાંચ એકર આપી છે. ત્યારે એણે મને કહ્યું કે બેટા, ભગવાને આપણને પચાસ એકર જમીન આપી છે એમાંથી આપણે ફક્ત પાંચ એકર જ બાબાને કયે મોંઢે આપીએ? ઓછામાં ઓછી દસ એકર જમીન તો આપવી જોઈએ."

માતાની આજ્ઞાથી પ્રેરિત થઈને એ માણસ દસ માઈલ ચાલીને દસ એકર જમીન આપવા આવ્યો હતો! એણે દસ એકરનું નવું દાનપત્ર ભરી આપ્યું અને પાંચ એકરનું જૂનું દાનપત્ર ફાડી નાંખ્યું. માતાનું હૃદય કઈ રીતે કામ કરે છે એનો આ દાખલો છે.

### પત્નીનું હૃદય

હવે પત્નીનું હૃદય કઈ રીતે કામ કરે છે એનો એક દાખલો પણ હું તમને આપું.

એક વકીલ હતા, એમની પાસે બાર એકર જમીન હતી. પણ એમનો કંઈ આપવાનો ઇરાદો નહોતો. ત્યારે એમની પત્નીએ એમને

"આપવાનો અવસર આવ્યો છે તો શીદને નથી આપતા? આ વખતે નહીં આપો તો મનખા દેહ મળ્યો તે શા ખપનો? તમારી તો વકીલાત ચાલે છે અને એને આધારે આપણું સમુંસારું ચાલે છે, તો પછી આપણે જમીન શું કામ ઝાલી રાખીએ?"

છેવટે એ પત્નીના આગ્રહથી પીગળ્યા અને મળવા આવ્યા. દાન પણ આપ્યું. દાનપત્ર પર સહી કરતી વખતે એમણે મને આ આખી વાત કહી સંભળાવી અને ઉમેર્યું કે કાયદેસર જમીન મારે નામે છે માટે હું દાન કરું છું, પણ ખરું જોતાં આ દાન મારી પત્નીનું છે."

આમ પત્નીના આગ્રહથી પતિએ દાન કર્યું.

**સમર્પણનું મહાભારત**

આ પાંચ વરસમાં તો આવી સુંદર ઘટનાઓ એટલી બધી બની છે કે લખીએ તો એનું ખાસ્સું મજાનું એક મહાભારત ભરાય. કેમકે ત્રણ લાખ કરતાં યે વધારે લોકોએ દાન આપ્યાં છે અને એમાં હૃદયનાં ઊંડાણમાંથી ભગવત્ ભક્તિ પ્રગટ થઇ હોય એવાં અનેક ઉદાહરણો બન્યાં છે.

અને હું તમને વિશ્વાસપૂર્વક કહું છું કે વિશ્વમાં એક શક્તિ કામ કરી રહી છે, એટલું જ નહીં એણે હવે જોરથી કામ કરવા માંડ્યું છે. હું આશા રાખું છું કે આ શક્તિની પ્રેરણાથી તમને પણ તમારી પાસે જે ઓછું વત્તું કાંઇ હોય તે પરમેશ્વરને નામે સમર્પણ કરવાનું દિલ થશે.

રાજમપેઠ, જિ. ચિંગલપેઠ તા. ૨૫-૫-'૫૬

૬

# વેદાંતી લોકશાહી

આજે અમે તમારે ત્યાં આવ્યા છીએ. તમારું આ સ્થાન ભારતભરનું તીર્થ સ્થાન છે. અહીં રામાનુજ અને વેદાન્તદેશીકન જન્મ્યા હતા. અહીં આલ્વાર લોકોએ ભક્તિ કરી છે. અહીં શંકરાચાર્ય

પોતાનો મઠ સ્થાપ્યો બુદ્ધ ભીક્ષુઓ અને જૈન સાધુઓએ અહીં પોતાના વિચારોનો પ્રચાર કર્યો. આવી પવિત્ર જગ્યામાં આવતી કાલથી સર્વોદય સંમેલન ભરાવાનું છે. કોઈ એક જ જગ્યામાં વિચાર કેંદ્રિત થાય છે એમ હું નથી માનતો. વિચાર કોઈ એક જગ્યાએ પુરાયેલો રહેતો નથી. એ આખા વાતાવરણમાં હોય છે અને વાતાવરણમાં જ ફેલાય છે. આમ છતાં કેટલાંક સ્થળોએ સજ્જનોની તપસ્યાનો અંશ હોય છે, એવાં સ્થાન વાતાવરણમાંના વિચારને તરત જ પકડી શકે છે. તેથી મને આશા છે કે તામિલનાડમાં સર્વોદય વિચાર ઊંડા મૂળ નાંખશે આ વિચાર જ એટલો ઊંચો છે કે એના સ્મરણ માત્રથી હૃદય ઉત્સાહથી ઊભરાય છે. મારો દાવો છે કે ભારતની પ્રાચીન પરંપરાનું ઉત્તમ પરિણામ સર્વોદયમાં દેખાય છે.

### સામ્યયોગ અને સામ્યવાદ

આ સર્વોદયને સામ્યયોગ પણ કહે છે સામ્યવાદ જુદી વસ્તુ છે અને સામ્યયોગ પણ જુદી વસ્તુ છે. સામ્યવાદ એ અસામ્યવાદની પ્રતિક્રિયા છે, એ સામ્રાજ્યવાદ અને મૂડીવાદની પ્રતિક્રિયા છે. જ્યારે સામ્યયોગ એ જીવન-વિચાર છે અને સ્વયંભૂ-પોતાની મેળે પેદા થયેલો છે. યુરોપમાં મૂડીવાદી સમાજ રચનામાં જે વિચારો પ્રચલિત થયા હતા તેમાં કેટલીયે બુરાઇઓ હતી. એના વિરોધમાં ત્યાં સામ્યવાદ જન્મ્યો. આવો, વિરોધમાં પેદા થયેલો વાદ જીવન-વિચાર ન બની શકે. એ જે તે સમયની પેદાશ હોય છે અને તે સમય માટે ઉપયોગી પણ હોય છે, પણ હું માનું છું કે એનું કામ હવે લગભગ પૂરું થયું છે અને દુનિયાને એનો સાર મળી ગયો છે. દુનિયા એનો સાર ખેંચી રહી છે. આપણે જેને સામ્યયોગ, સર્વોદય કહીએ છીએ તે એક જીવન-વિચાર છે. એ સદા-સર્વદા ઉપયોગી થાય એવો વિચાર છે, કારણ, એનો પાયો આત્માની એકતા છે. આ આત્માની એકતાનો સિદ્ધાંત હિંદુસ્તાનના ઋષિઓએ પોતાના અનુભવ પરથી માનવોને શીખવ્યો. એ આ ભૂમિનો-ભારતનો મૂળભૂત વિચાર છે. એને આપણે બ્રહ્મવિદ્યા પણ કહીએ છીએ, વેદાંત પણ કહીએ છીએ.

### વેદાંતના પાયા પર

આ પાયાના વિચાર પર સર્વોદયની ઇમારત ઊભી છે. મેં ઘણીવાર કહ્યું છે કે આજની લોકશાહીની જે પદ્ધતિ છે તેના પાયામાં પણ વેદાંતનો સિદ્ધાંત છે અને એ કંઇક અંશે પ્રગટ થઈ રહ્યો છે. દુનિયાના તમામ દેશોમાં લોકોને મતાધિકાર અપાયો છે. દરેક જણને એક જ મત આપવાનો અધિકાર છે, પછી ભલેને તે અભણ હોય યા ભણેલો, ગરીબ હોય યા અમીર, શહેરી હો યા ગામડિયો. આમ એક જ મતનો અધિકાર અપાય છે.

આપણે વિચાર કરીએ કે આનો પાયો શું? તો વેદાંત સિવાય સિવાય બીજો કોઈ પાયો નથી. તમે જાણો છો કે મનુષ્યની બુદ્ધિ, બુધ્ધિમાં ઘણો ફેર હોય છે. એક જણાની બુધ્ધિશક્તિ અને ચિંતન શક્તિ કરતાં બીજાની સોગણી બુદ્ધિશક્તિ અને ચિંતનશક્તિ હોઈ શકે છે. આમ બુદ્ધિને આધારે દરેકને મત આપવાનો અધિકાર નથી મળતો. આપણને ખબર છે કે બધાની શરીરની શક્તિમાં ફરક હોય છે. એક જબરો હોય છે, બીજો દુબળો હોય છે. આમ શરીરશક્તિના આધારે પણ દરેકને મત આપવાનો અધિકાર નથી અપાતો. આપણે જાણીએ છીએ કે આજ સુધી દુનિયામાં દરેક પાસે જુદી જુદી સંપત્તિ છે. (સરખી સંપત્તિ નથી.) એટલે એના આધારે પણ દરેકને એક મત આપવાનો અધિકાર નથી મળ્યો. તો પછી દરેક મનુષ્યને એક મતનો અધિકાર અપાયો તેનો આધાર કયો? એનો આધાર એ છે કે માનવોના આત્માની એકરૂપતા સ્વીકારવામાં આવી છે. માણસ ભણેલો હો યા અભણ, એના આત્મામાં કશો ફરક નથી. એની બુદ્ધિ, શરીર કે સંપત્તિના ભેદભાવથી આત્માની એકરૂપતાને કશો વાંધો આવતો નથી. એજ આત્માની એકતાના આધારે દરેક મનુષ્યને એક મત આપવાનો અધિકાર મળે છે. આપણા વડા પ્રધાન પર આપણને કેટલો વિશ્વાસ છે? છતાં જ્યાં મતનો સવાલ આવે છે તો એમને પણ એક જ મતનો અધિકાર અપાય છે અને એમના પટાવાળાને પણ એક. આ કયાં તો

માણસની મૂર્ખતા છે ને ક્યાં તો વેદાંત. તમે જ કહો કે એ શું છે? હું માનું છું કે આત્માની એકતાનો વેદાંતનો જે સિદ્ધાંત છે એનો એમાં સ્વીકાર છે.

## પણ અડધે રસ્તે ભૂલા પડયા

પણ આ લોકશાહીના સિદ્ધાંતમાં એક ખામી રહી ગઈ છે. આત્માની એકતાને ઓળખીને દરેકને એક મતનો અધિકાર આપ્યો પણ પછી મતની મંડયા ગણતરી કરવા. ૫૧ જણાનો એક મત હોય અને ૪૯ જણાનો બીજો તો ૫૧ વાળાને માનશે અને રાજસત્તા એમને સોંપાશે. અહીં એ વેદાંત ચૂકી ગયા. વેદાંત એમને બરાબર પચ્યું નથી. એનો એક ભાગ એમના ખ્યાલમાં આવ્યો અને બીજો નથી આવ્યો. આત્માની એકતા માની, તેવું એ પણ એમને સમજાવું જોઈતું હતું કે આત્મા આત્માના સંયોગથી કંઈ વધારો નથી થતો. આત્માની ગણતરી ન થઈ શકે. એમણે સમજવું જોઈતું હતું કે એ ગણિતનો વિષય નથી, વેદાંત છે. માટે એમાં સંખ્યાનો સવાલ ગૌણ છે. સર્વોદય આ ખામી નિવારે છે. સર્વોદય કહે છે ભાઈ, જે વેદાંત શીખ્યા છો તે પૂરું કરો, બધાનો વિચાર સ્વીકારીને કામ કરો. પાંચમાંથી ત્રણનો મત એક બાજુ પડે અને એનો બીજી બાજુ પડે તો ત્રણનો ખરો એ વાત ખોટી. ચારના મત એક બાજુ પડે અને બાકીના એકનો બીજી બાજુ પડે તો ચાર કહે તેમ ચુકાદો આલવો એ પણ ખોટું. પાંચેય એકમતે જે કહે તે જ મનાય. પણ આ વિચાર સ્વીકારાયો નથી તેથી દુનિયાભરના દેશોમાં બહુમતી ને લઘુમતીના ઝઘડા પેદા થયા છે. એને કારણે ગામે ગામ ભાગલા પડે છે અને ગામનો ઉચ્છેદ જવા બેસે છે.

## ભેદનીતિ કે રાજનીતિ?

તમે સાંભળ્યું હશે કે ઓરિસ્સામાં ૯૦૦ આખાં ને આખાં ગામ ભૂદાનમાં મળ્યાં છે. એટલે એ ગામોમાં જે જે લોકો પાસે જમીન

હતી, જે લોકો જમીન–માલિક ગણાતા હતા, તે લોકોએ પોતાની માલિકી છોડી અને તમામ જમીન ગામ–સમસ્તને સોંપી. આ ગ્રામદાન એ ભૂદાન આંદોલનનો પરમ ઉત્કર્ષ છે. તામિલનાડમાં પણ ગ્રામદાનની પરંપરા ચાલશે એવી મારી આશા છે. રામાનુજ અને શંકરાચાર્યની આ ભૂમિમાં આ વિચાર જરૂર સ્વીકારાશે એવી મારી શ્રદ્ધા છે. કોરાપુટમાં આટલું સારું કામ થયું પણ હવે આગળ ઉપર ચૂંટણીઓ આવે છે. ચૂંટણી વખતે અલગ અલગ રાજકીય પક્ષો ગામડાંઓમાં પહોંચી જાય છે અને ત્યાં ફાટફૂટ પાડવાની કોશિષ કરે છે. આ ગામડાંઓએ પોતાની માલિકી છોડી છે અને આખા ગામને એક કુટુંબ બનાવ્યું છે. હવે ત્યાં જઈને એમાં ફાટફૂટ પાડવી છે. જે રાજનીતિથી દેશના ગામેગામ ભાગલા પડે તે રાજનીતિથી દેશનો શો શક્કરવાર વળવાનો છે એ પણ એમને નથી સમજાતું. દેશમાં પ્રાંતિક ભેદો છે તે એમને ઓછા પડે છે? દેશમાં જુદી જુદી ભાષાઓ છે, અને એ ભાષાઓના ઝઘડા તો ઊભા જ છે, એ ઓછા પડે છે? અહીં અસંખ્ય જાતિભેદનો અગ્નિ તો દેશને ભરખી જ રહ્યો છે, તે શું ઓછો પડે છે? ધર્મના ઝઘડા તો ઊભા જ છે, એ ઓછા પડે છે? અહીં અસંખ્ય મત-મતાંતરો અને સંપ્રદાયોના ઝઘડા છે, તે ઓછા પડે છે? અહીં બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરોના ઝઘડા ચાલે છે તે ઓછા પડે છે? હવે એમાં પક્ષભેદ લાવીને ઉમેરવાથી દેશની શી પ્રગતિ થવાની હતી? એનું એક પરિણામ એ આવે છે કે કોઈ સારું કામ કરવા માટે પણ લોકો ભેગા નથી થતા. લોકો કહે છે કે ફલાણાની સાથે કામ કરશું તો એનું મહત્ત્વ વધી જશે. એટલે સારું કામ કરીએ, પણ તો એનો જશ અમારી પાર્ટીને મળવો જોઈએ. સામેવાળો કંઈ સારું કામ કરે તો એમાં એની બદદાનત હોવાનો આરોપ મૂકવામાં આવે છે. એટલું જ નહીં, એનું કામ ફળીભૂત ન થાય એટલા સારુ કામમાં પથરા નાંખવાના પણ ફાંફાં મારે છે. આ બધા ભેદભાવો લોકશાહીએ સંખ્યાનો–લઘુમતી–બહુમતીનો આધાર

કબૂલ રાખ્યો છે તેને લીધે છે. એમણે આત્માની એકતા તો કબૂલ રાખી પણ વળી આત્માની ગણતરી પણ કરવા માંડી. ખરી રીતે ગણતરી તો જે એક ન હોય, અલગ અલગ હોય તેની કરવાની હોય. અને સંખ્યા પર ભાર મૂકે છે તો બુદ્ધિ પર શા માટે નથી મૂકતા? શું ૫૧ જણાની બુદ્ધિ હંમેશાં ૪૯ જણાની બુદ્ધિ કરતાં વધારે હોય છે? આજકાલ આ લોકશાહીમાં જે બહુમતીનું હાલી નીકળ્યું છે તે પર મેં એકવાર જરા ટોળમાં પૂછ્યું હતું કે આ દુનિયામાં અને ખાસ કરીને આપણા દેશમાં આજની હાલતમાં મૂર્ખાઓ વધારે હશે કે અક્કલવાળા? તો કહે કે મૂર્ખાઓની સંખ્યા વધારે છે. તો શું એનો અર્થ એમ થયો કે તમે આ બહુમતીના સિદ્ધાંતનું પૂંછડુ ઝાલ્યું છે તે તમારે મૂર્ખાઓનું રાજ્ય કરવું છે? માટે, વેદાંતનો સિદ્ધાંત જરા બરાબર સમજો ને સ્વીકારો. એ સિદ્ધાંત એ છે કે આત્મા આત્મામાં ભેદ નથી. તેથી જેમાં સૌને સંતોષ થાય તેવું જ કરવું જોઇએ.

### વિશિષ્ટાદ્વૈત

રામાનુજ અને શંકર વચ્ચે વાદ ચાલતો હતો કે અદ્વૈત પૂરેપૂરો છે કે એમાં થોડો ઘણો ફેરફાર છે? એટલે કે આપણે ઈશ્વર સાથે પૂરેપૂરા એકરૂપ છીએ કે પછી એનાથી જુદા છીએ.? હું પૂછું છું કે આપણે ઈશ્વર સાથે એકરૂપ છીએ કે નહીં એનો વિચાર કરવા જેટલા લાયક આપણે આજે ખરા? આપણે આપણા બાપની સાથે ને ભાઈની સાથે પણ ઝઘડીએ છીએ. તો પછી જે ઈશ્વર દેખાતો નથી તેની સાથે તો એકરૂપ શી રીતે થઈ શકીએ? રામાનુજ અને શંકરે આપણને શીખવ્યું કે આત્મા એક જ છે એ બેમાં ફરક એટલો જ રહ્યો કે એકે કહ્યું કે દરેકને પોતપોતાનું એક આગવાપણું–વિશેષતા હોય છે. બીજાએ કહ્યું કે એ વિશેષતા ગૌણ હોય છે, મિથ્યા હોય છે. એકરસતા અને એકતા બન્ને આચાર્યોએ કબૂલ રાખી છે. દરેકની પોતપોતાની કંઈક વિશેષતા હોય છે એ પણ સ્વીકાર્યું. એનું મહત્ત્વ થોડું છે એ પણ માન્યું. આમ છતાં, બધાનો

મત લેવો જોઈએ એમ સ્વીકાર્યું કારણ કે દરેકમાં કંઇ ને કંઈ વિશેષતા હોય છે. આ થયો વિશિષ્ટાદ્વૈત. આટલી વિશેષતા ન હોત, કશો ફેરફાર ન હોત તો મત લેવાનો સવાલ જ ઊભો ન થાત. પરંતુ અદ્વૈત છે અને આત્માની એકતા છે તેથી બધાંનાં મનનું સમાધાન થાય એ રીતે કામ કરવું એવું વહેવારુ જીવનસૂત્ર એમાંથી નીકળે છે. કાંજીવરમનાં સંસ્કારસંપન્ન નાગરિકોને આ વિચાર ગ્રહણ કરતાં મુશ્કેલ નહીં લાગે એમ મારું ધારવું છે. અને તેથી જ મને આશા છે કે તામીલનાડમાં સર્વોદય વિચાર ઉત્તમ રીતે સ્વીકાર પામશે.

**નાસ્તિકો પણ ઈશ્વરના ભક્ત છે.**

ઘણા મને કહે છે કે અહીં લોકોની એક એવી જમાત વસે છે કે જે ઈશ્વરને નથી માનતી. પણ ખરી રીતે એ આ જ પ્રાંતની વિશેષતા છે એમ નથી. એ તો આખા ભારતમાં અને આખી દુનિયામાં છે. વળી એ આ જ યુગની વિશેષતા છે એમ પણ નથી. યુગે યુગે એ હતા. પરંતુ, મને જ્યારે કહ્યું, અહીં કેટલાક લોકો ઈશ્વરને નથી માનતા ત્યારે મેં કહ્યું કે મને એની ચિંતા નથી. કારણ, એ ભલે ઈશ્વરને ન માને,-ઈશ્વર તો એમને માને છે. ફિકર તો ત્યારે પડે કે ઈશ્વર આપણને ભૂલી જાય. દીકરો માને ભૂલ્યો તો એ કંઈ બહુ મોટી વાત નથી. પણ મા જો દીકરાને ભૂલી ગઈ તો મોટો અનર્થ જરૂર થયો. તો એક આ રીતે મને ચિંતા નથી. ઉપરાંત, બીજી પણ એક વાત છે. જે લોકો એમ કહે છે કે અમે ઈશ્વરને નથી માનતા તે પણ એમ તો કહે જ છે કે અમે સજ્જનતામાં માનીએ છીએ, માનવતામાં માનીએ છીએ. એનો અર્થ તો એ થયો કે તમે માને નથી માનતા પણ બાને માનો છો. મારું કહેવું છે કે જે માનવતામાં માને છે તે ઈશ્વરને નથી માનતો તો મને કોઇ ચિંતા નથી. કારણ, માનવતામાં માનવું અને ઈશ્વરને માનવો એ એક જ વસ્તુ છે. હા, જો કોઈ એમ કહે કે હું માનવતા અને પ્રેમમાં નથી માનતો ત્યારે તો એ ચિંતાની વાત ખરી!

એટલે કોઈ ઈશ્વરને નથી માનતું અને પ્રેમમાં માને છે તો મને એની ચિંતા નથી. વળી એક ત્રીજી પણ વાત છે. ઈશ્વર એવો વિચિત્ર છે કે 'અસ્તિ' (છે)ના રૂપમાં તો રહે જ છે, ઉપરાંત 'નાસ્તિ' (નથી)–ના રૂપે પણ રહે છે. પરમેશ્વરનું વર્ણન કરતાં કહે છે એ 'છે' પણ ખરો, 'નથી' પણ ખરો, અને એ 'છે' અને 'નથી' એ બન્નેથી પણ પર છે. જેમ ઈશ્વરના એક ભક્તને શૈવ કહીએ છીએ કારણ કે એ શિવનું નામ જપે છે, બીજો એક છે તેને વૈષ્ણવ કહીએ છીએ કારણ કે એ વિષ્ણુને જપે છે. તેવી જ રીતે ઈશ્વરને એક ભક્ત છે તે નાસ્તિક કહેવાય છે કારણ કે એ ઈશ્વરને 'શૂન્ય' નામ આપે છે. ઈશ્વરનાં નામો અનંત છે. તેથી આ પણ ભક્તિનો એક પ્રકાર છે એમ હું માનું છું. સર્વોદયનો એ જ સિદ્ધાંત છે કે અમે જે કામથી નાસ્તિકના મનનું પણ સમાધાન થાય એ જ કરશું. સર્વસંમતિથી કામ કરીશું. બીજું, જે ઈશ્વરને નથી માનતો પણ માનવતામાં માને છે, એ સાચો ભક્ત છે. આપણે જો ઈશ્વરને માનતા હોઈએ તો આપણી ફરજ છે કે ઈશ્વરની જે કંઈ ચીજ વસ્તુ છે, જે કાંઈ એણે દીધું છે તે આપણે બધાં ભેગાં મળીને ભોગવીએ એના ઉપરથી માલિકીહક છોડીએ.

## સર્વોદયના બે સિદ્ધાંત

મને પૂછવામાં આવ્યું કે, અમે તમારા સર્વોદય સમાજમાં આવવા માગીએ છીએ તો અમારે ઈશ્વરને માનવો પડશે? મેં કહ્યું કે તમારે માનવતામાં માનવું પડશે, સામૂહિક માલિકીમાં માનવું પડશે, અને વ્યક્તિગત માલિકી છોડવી પડશે. પોતીકી વ્યક્તિગત માલકીમાં માને છે તે જાતે ઈશ્વરની જગ્યા બથાવી પાડે છે. તેથી હું એને ઈશ્વરને શત્રુ માનું છું. જે પોતાને માલિક માને છે તે ઈશ્વરને માલિક નથી માનતો, ઈશ્વરનો અર્થ જ માલિક થાય છે. 'હું આ ભૂમિનો માલિક છું' એવું કહેવાનો અધિકારી તો ઈશ્વર જ હોઈ શકે. જ્યારે મારા તમારા જેવો તો ભૂમિને છોડીને ચાલતી પકડે છે. ભૂમિ અહીંની અહીં

રહે છે અને છતાં પેલો કહે છે કે હું ભૂમિનો માલિક છું! તેથી સર્વોદયનો સિદ્ધાંત છે કે માનવતા બધા માટે આદરણીય છે અને આપણને-નાશવંત માનવોને માલિકીનો અધિકાર નથી.

ભાઈઓ, મેં તમારી સામે આ બે સિદ્ધાંત રજૂ કર્યા એક તો આત્માની એકતા, સર્વોદયનો એ પાયો છે. બીજો એનો જ એક ભાગ છે તે એ કે આત્મા આત્મામાં ભેદ નથી. આપણે જે કંઇ કરીએ તે બધાનું સમાધાન થાય તેવી રીતે કરીએ, આ એક સિદ્ધાંત થયો. બીજો સિદ્ધાંત એ કે આપણે આપણી વ્યક્તિગત માલિકી રાખી ન શકીએ. આપણી તમામ ચીજ-વસ્તુ સમાજને અર્પણ કરવી જોઈએ. સર્વોદયના આ બે મોટા સિદ્ધાંત છે. એ બે મળીને અહિંસા થાય છે. તેથી કહેવાય છે કે સર્વોદયનો પાયો અહિંસા પર છે.

(સર્વોદયપુરમ્, ૨૬-૫-'૫૬ નું પ્રાર્થના પ્રવચન).

૪

# ભૂદાનયજ્ઞનું પાંચમા વર્ષનું સરવૈયું

આજે હું તમારી સામે અત્યંત નમ્ર બનીને આવ્યો છું. જ્યારે આવા સમૂહની સામે બોલવા બેસું છું ત્યારે હું બોલું છું એવું નથી લાગતું. પણ આવું ત્યારે જ બને છે જ્યારે ચિત્ત એકાગ્ર થઇ જાય છે એકાગ્રતા નથી થતી ત્યારે જે વ્યાખ્યાન અપાય છે એ વ્યક્તિગત હોય છે. અને મારાં વ્યક્તિગત વ્યાખ્યાનો પર મને ઝાઝો વિશ્વાસ નથી. જ્યારે સમાધિ લાગી જાય છે ત્યારે જ હું કંઈક કહેવાલાયક ચીજ કહું છું.

આ સમયે મારે નમ્રતાની સખત જરૂર છે. હું એવે વખતે, એવે

સ્થળે આવી પહોંચ્યો છું કે જ્યાં મારું કામ નમ્રતાથી જ આગળ વધી શકે તેમ છે. તેથી હું બધા કાર્યકર્તાઓ વતીથી ભગવાનની નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી લઉં છું..

**ભૂદાનયજ્ઞમાં બુદ્ધ ભગવાનની પ્રેરણા**

આ વરસે ભૂદાનના કામને ધાર્યા કરતાં વધારે સફળતા મળી છે. મને આનું નથી કશું આશ્ચર્ય લાગતું કે નથી એ મારી કરણી. જે કામને માટે પરમેશ્વરનો આશીર્વાદ હોય છે તે કામ એની મેળે જ આગળ વધે છે. ભૂદાનને માટે સૌથી મોટી ઘટના આ વરસે કોઈ થઈ કહેવાય તો તે બુદ્ધદેવની જયંતિનો આ વરસે ઉજવાયલો ઉત્સવ છે. હું ઇચ્છું છું કે આપણું કામ એક ચોક્કસ મુદતમાં એક સ્પષ્ટ આકાર ધારણ કરીને લોકોની સામે દેખાતું થાય. તેને માટે સૌથી અનુકૂળ કોઈ ઘટના હોય તો તે બુદ્ધ ભગવાનનું સ્મરણ છે. આપણા દેશના આ મહાપુરુષને આખા જગતે સ્મર્યા. હું માનું છું કે જેમણે ભૂદાનનું નામ સાંભળ્યું હશે અને જેમણે ભૂદાનનું નામ નહીં સાંભળ્યું હોય પણ ફક્ત બુદ્ધ ભગવાનનું સ્મરણ કર્યું હશે, એમણે બધાએ ભૂદાનને આશીર્વાદ આપ્યો છે. તેઓએ દુનિયાને જે શીખવ્યું એ આપણા દેશને સૌ પ્રથમ શીખવ્યું. એટલે એને ઉપાડી લેવાની જવાબદારી સૌથી પહેલી આપણા જ દેશની છે. અને આપણે લોકોએ એમનું અવતાર સ્વરૂપ ઓળખીને એમના વિચાર પર પૂર્ણ સંમતિની મહોર મારી છે. આજે એમનો જ અવતાર ચાલે છે. આપણાં તમામ ધર્મકાર્યો અને સંકલ્પોના આરંભે આપણે '**बुद्धावतारे**' એમ કહીએ છીએ. અર્થાત્ આપણું આજનું જીવન તેઓના માર્ગદર્શનમાં ચાલે એવું આપણે ઇચ્છીએ છીએ. અને તમે જાણતા જ હશો કે રશિયામાં પોતાનો સૈન્યસંભાર કંઇક કમ કરવાનું વિચારાઈ રહ્યું છે. ઈશ્વરની પ્રેરણા કઈ દિશામાં કેવી રીતે કામ કરે છે તે હું નથી જાણતો. હુ એટલું જાણું છું "

ઈશ્વરની પ્રેરણા આપણા કામને માટે ઘણી જ અનુકૂળ છે. તેથી મેં કહ્યું કે જેમણે બુદ્ધ ભગવાનનું સ્મરણ કર્યું તેમણે આપણા કામને આશીર્વાદ આપ્યા. એ આપણા ભૂદાનના કામને માટે ઘણી મોટી શક્તિ છે. મેં ખૂબ નમ્રતાની સાથે દાવો કર્યો હતો અને એ દાવાનું સૌ પ્રથમ ઉચ્ચારણ બુદ્ધ ભગવાનની જયંતિને દિવસે જ, હું લખનૌ હતો ત્યાં, કર્યું હતું. મેં કહ્યું હતું કે બુદ્ધ ભગવાનના ધર્મચક્ર-પ્રવર્તનનું કામ આગળ ચલાવવાની કોશિશ અમે કરીશું. બુદ્ધ ભગવાને જે પ્રેરણા આપી તેને કારણે જ બિહારનું કામ આગળ વધ્યું. સગી આંખની સામે જેમ કોઈ માણસને જોઉં તે જ રીતે આ મેં સગી આંખે જોયું. એક દિવસે બિહારમાં મને એક લાખ એકર જમીન મળી હતી; એ બુદ્ધ જયંતિનો દિવસ હતો. એક દિવસે મેં સંકલ્પ કર્યો હતો કે ગયા જિલ્લામાં એક લાખ એકર જમીન મેળવીશું. એની પ્રેરણા બોધ ગયામાં થઈ હતી, જે બુદ્ધ ભગવાનનું સ્થાન છે. એ જ પ્રેરણાની સ્મૃતિમાં સમન્વય આશ્રમનો નાનો સરખો પ્રયત્ન પણ શરૂ કર્યો. હું આશા રાખું છું કે હિંદુસ્તાનના લોકો પર પણ આ સ્મૃતિનો પ્રભાવ પડશે અને એ ભૂદાનના કામમાં પૂરેપૂરું જોર કરશે. આ પ્રેરણા કામ કરી રહી છે એનો અનુભવ હૃદયમાં પ્રાપ્ત કરી લેવાનો છે. એ પ્રાપ્ત કરીને કામ કરવું છે.

### ઓરિસ્સામાં ગ્રામદાન

આ આંદોલનમાં આપણે માટે ઘણી જ આશાદાયક એવી જે બીજી ઘટના બની છે, તે છે ઓરિસ્સામાં વ્યાપક પ્રમાણમાં મળેલાં ગ્રામદાનો. એનાથી જમીનની માલિકીનાં મૂળિયાં હચમચી ગયાં અને ગ્રામરાજ્ય કઈ રીતે રચી શકાય તેમ છે એને વિશે વિચારવા માટે એક સામગ્રી હાથ લાગી ગઈ. અને એ ગ્રામરાજ્યની કલ્પનાને સુવ્યવસ્થિત કરવા અંગે કંઈક ચિંતન પણ આ વરસે થયું. એક ભાઈએ મને પત્રમાં પૂછ્યું કે અત્યાર સુધી તમારા આ આંદોલન

પ્રત્યે હું શંકાની નજરે જોતો હતો, પણ જ્યારથી વ્યાપક ગ્રામદાન શરૂ થયાં છે, ત્યારથી ખાતરી થઈ ગઈ છે કે આ આંદોલન ક્રાંતિકારી છે.

### સામ્યવાદી ભાઈઓનું સ્વાગત કરું છું

ઓરિસ્સા પછી મેં આંધ્રમાં પ્રવેશ કર્યો, જ્યાં આપણા ઘણાયે સામ્યવાદી ભાઈઓ કામ કરે છે. આપણા ઘણા સામ્યવાદી ભાઈઓ આમાં કામ આપવા તૈયાર થયા એ જણાવતાં મને આનંદ થાય છે. કેટલાકને આમાં ભય જેવું લાગે છે. મને આમાં કશી બીક દેખાતી નથી, કેમકે મારા મનમાં આત્મવિશ્વાસ છે. જેના મનમાં આત્મવિશ્વાસ નથી હોતો એને બીક લાગે છે. પરંતુ મને તો એ ભાઈઓ આપણી સાથે થયા તેથી ઘણો જ ઉત્સાહ ચડે છે અને હું એમનું સ્વાગત કરું છું. ગ્રામદાનથી એક નવા વિચારનું ઉદ્ઘાટન થયું છે, અને તે એ કે માત્ર ભારતની સમક્ષ જ નહિ, દુનિયાની સામે પણ એક નવો માર્ગ ઊઘડી ગયો છે. આ બીજી ઘટના છે, જે ઘણી જ આશાજનક છે.

### વ્યાપક વિતરણની ચાવી : એક દિવસમાં વહેંચણી

ત્રીજી વાત એ છે કે આપણને વિતરણની ચાવી હાથ લાગી છે. કેટલાક લોકો પૂછે છે કે તમે જમીન તો ઘણી મેળવી, પણ એનું વિતરણ તો કર્યું નથી. આપણે કહીએ છીએ કે જમીન મેળવવાની ચાવી પણ કાંઈ અમને એકદમ નહોતી મળી, ધીરે ધીરે કરીને હાથ આવી હતી. એ જ રીતે જમીનની વહેંચણીની ચાવી પણ પહેલાં નહોતી જડી, હવે જડી છે. મેં કહ્યું હતું કે હિંદુસ્તાનની બધી જમીનની વહેંચણી એક જ દિવસે કરવી છે. અને એવો દિવસ આણવાની આપણે કોશિશ કરવી છે. બધાં ગામોમાં વહેંચણી એક જ દિવસમાં થઈ શકે છે. કેટલાય પ્રાંતોમાં એક જ દિવસે વરસાદ થતો સાંભળીએ છીએ અને તે પણ તમામ જમીન પર

થાય છે, વારાફરતી એક પછી એક ગામની જમીનને પલાળીને વરસાદ આગળ વધતો નથી. તે રીતે આ વહેંચણી એકીસાથે બધે થાય. વધારે સારી ઉપમા સૂર્યનારાયણની છે. એના ઉદયથી એકીસાથે બધાં ઘરમાં પ્રકાશ પથરાઈ જાય છે. આ તો કુદરતની ઉપમા થઈ, પણ માનવ સમાજમાં પણ આપણે આવું જોઈએ છીએ. એકીદિવસે ઘેરે ઘેર દિવાળી ઉજવાય છે. બધાં ઘરમાં સમગ્ર દીવા પ્રગટે છે. આમ થઈ શકે છે, કારણ કે લોકોમાં અને વીશે ભાવના પેદા થઈ છે અને લોકો એ જાણી ગયા છે. એ જ રીતે એકીદીવસે બધી જમીનની વહેંચણી થઈ જવી જોઈએ, થઇ રહી છે અને થશે પણ ખરી.

કેટલાક ભાઇઓએ આના કેટલાક પ્રયોગો કરવાની હિંમત ભીડી છે. બિહારમાં એકીદિવસે સો-બસો ગામની જમીનની વહેંચણી કરવામાં આવી અને એમાં આપણા ભાઇઓ સફળ થયા. એ બધું કઈ રીતે કરવામાં આવ્યું એનું વર્ણન કરવાનો આ સમય નથી. પણ એનાથી લોકોને વિશ્વાસ પડયો કે એકીદિવસે કેટલાંય ગામોની જમીન વહેંચી શકાય ખરી. એમાં કશું અશક્ય નથી. ઓરિસ્સામાં એનો જ પ્રયોગ થયો. ત્યાં ૭૦૦-૮૦૦ ગ્રામદાન થયાં તેમાંથી ૪૦૦ ગામોની જમીનો વહેંચાઇ. દાનની પ્રાપ્તિમાં જેટલી મહેનત પડે છે, તેથી વધારે મહેનત વહેંચવામાં છે. પરંતુ લોકશક્તિથી આ કાર્ય થઇ શકે છે, એવું સાબિત થયું છે. તેથી મેં કહ્યું કે આપણને આની કૂંચી હાથ લાગી છે.

### ભૂદાન નેતા નહીં સેવક સર્જે છે

ભૂદાનની એક મોટી ખૂબી એ છે કે એમાંથી નેતા પેદા નથી થતા, અખિલ ભારતીય નેતાઓ નથી પકાન ; કેમકે ભૂદાન આંદોલન પગપાળું ચાલે છે. આજકાલ તો કંઈ કેટલાય અખિલ ભારતીય નેતાઓ થઈ ગયા છે ! પરંતુ શુદ્ધ ભગવાન અખિલ ભારતીય નેતા ન બની શક્યા. કેવળ

પાલી ભાષામાં તેઓ બોલતા અને પ્રયાગથી ગયાની વચ્ચે ઘૂમતા. પરંતુ એમનો વિચાર વિશ્વવ્યાપક થવાલાયક હતો. તે એ કારણે ફેલાયો કે એ વિચારને લાયક એમનું જીવન હતું. શિવાજી અખિલ ભારતીય નેતા ન બની શક્યા. સતત પ્રયત્ન કરવા છતાં એક નાનકડો હિસ્સો એમને હાથ લાગ્યો. એટલે જનક્રાંતિનું પણ જે કાર્ય હોય છે તે બને છે તો એક સ્થાને, અને પછી હવા મારફતે એ દુનિયાભરમાં ફેલાઇ જાય છે. એટલા માટે આ આંદોલનની આ ખૂબી આપણે માટે ઘણી મદદગાર નીવડે તેમ છે. પંજાબના લોકોને પાકી ખાતરી થઈ ગઈ છે કે બાબા કાંઇ થોડા દિવસમાં અમારા પ્રાંતમાં આવે તેમ નથી. જો બાબા રેલગાડીમાં ફરત તો એક મહિનામાં પહોંચી જાત, પણ હું તો પગપાળો યાત્રા કરું છું, તેથી નેતૃત્વ સ્થાનિક બને છે અને ખરું જોતાં સ્થાનિક નેતૃત્વ નથી બનતું પણ સ્થાનિક સેવકત્વ બને છે, કેમકે આપણે સેવક બનીને લોકોની પાસે પહોંચીશું ત્યારે જ જમીન મળશે, નેતા બનીને પહોંચીશું તો નહીં મળે. આજે જ સવારે હું કહેતો હતો કે આપણે આપણા સ્વામીના સેવક છીએ. એ હકીકતમાં જ આપણી શક્તિ સમાયેલી છે. તુલસીદાસજી રઘુનાથજીને જગાડવાને માટે શું કરતા હતા ? તેઓ ગાતા હતા, "જાગિયે રઘુનાથ કુંવર..." તામિલ ભક્તોએ પણ આવું જ ગાયું છે. પ્રભુને જગાડવા માટે એ લોકો પ્રભાતિયાં ગાય છે. તેમ લોકહૃદયમાં જે પ્રભુ બિરાજમાન હોય છે એને જગાડવા માટે આપણે ભક્ત બનીને જઈએ છીએ, ત્યારે જ એ જાગે છે. પરંતુ આ વરસે જે વિશેષ થયું તે એ છે કે વ્યક્તિના સેવકત્વને બદલે ગણસેવકત્વથી કાર્ય થઈ શકે છે એ શોધ થઇ.

### રશિયાની શોધ : ગણનેતૃત્વ

તમને ખબર છે કે હમણાં હમણાં રશિયામાં એક શોધ થઈ છે. જેનાં વખાણોથી ઇતિહાસનાં પાનાં ઊભરાતાં હતાં, એને અંગેનો ઇતિહાસ બદલી નાખવાની વાત આવી છે. દુનિયાના ઇતિહાસમાં આવડો જબરો સુધારો આ પહેલો જ હશે. મેં છાપાંમાં વાંચ્યું હતું કે આને

કારણે થોડા દિવસ સુધી રશિયામાં ઇતિહાસ જ નહીં ભણાવાય! સુધારીને નવો ઇતિહાસ લખાશે અને તે પછી એ શીખવવામાં આવશે. યાને મદ્યસાહબા તબર્રામાં પલટાઈ ગયા. ઈસ્લામમાં બે પંથ થઈ ગયા. એક સુન્ની બીજો શિયા. ત્યાં કેટલાક ખલીફા થઈ ગયા. એક પંથવાળા એમની સ્તુતિ કરવી એને ધર્મ માને છે અને એ મદ્યસાહબા પંથ કહેવાય છે. અને બીજો પંથ એ ખલીફાઓની નિંદા કરવામાં માને છે, એ કહેવાય છે તબર્રા. આ સ્તુતિ અને નિંદા કરવા માટેનો બંનેનો દિવસ એક જ છે. એકી સાથે, એકી દિવસે, એકી સ્થળે જો નિંદા અને સ્તુતિ બેય જોમાં ચાલે તો તો ઝઘડો અને મારામારી જ થાય. એટલે રશિયામાં આજ સુધી મદ્યસાહબા ચાલતા હતા અને હવે તબર્રા ચાલશે, એમ મેં કહ્યું. અર્થાત્ એક નવી શોધ થઈ. શિક્ષણમાં સ્ટાલિનનાં વખાણ એ કાંઈ વિશેષ મહત્ત્વની બાબત નથી. એ તો જાણે વ્યક્તિગત વિષય છે. પરંતુ ત્યાં એક નવી વાત સૂઝી છે અને એ જ વિશેષ છે. એ લોકો કહે છે કે હવે કલેક્ટિવ લીડરશિપ ચાલશે. વ્યક્તિવિશેષની નેતાગીરી નહીં પણ ગણનેતૃત્વ–સામૂહિક નેતૃત્વ–ચાલશે. આ એક નવો વિચાર રશિયામાં નીકળ્યો.

### ભૂદાનની શોધ : ગણસેવકત્વ

એ જ રીતે ભૂદાનમાં ગણસેવકત્વની શોધ થઈ. મધ્ય પ્રદેશમાં કેટલાક કાર્યકર્તાઓ એકઠા થઈને લોકોની પાસે જઈ દાન માગે છે. આવો એમનો વ્યાપક પ્રયોગ શરૂ થયો છે. કેમકે ઈશ્વરની કૃપાથી, નવા લોકોને તક મળે તે માટે જ ન હોય તેમ ત્યાં આમાં જૂના નેતાઓ શામેલ નથી. અર્થાત્ તૈયાર નેતાઓ ખપ નથી લાગતા અને નવા નેતા એકદમ બનતા નથી, એટલે નાના નાના કાર્યકર્તાઓ કામ કરે છે. એટલે એમણે સામૂહિક રીતે કામ કરવાનું શરૂ કર્યું છે. એ ગણસેવકત્વને ભારે સફળતા મળે છે એવો અનુભવ થયો છે. ત્યાંના સેવકો મને મળ્યા ત્યારે મેં જોયું કે એમના આત્મવિશ્વાસમાં ખૂબ

જ વધારો થયો હતો. અને હું આંદોલનનું માપ કાઢતી વખતે એ નથી જોતો કે જમીન કેટલી મળી, હું તો એ જોઉં છું કે આપણા કાર્યકર્તાની હિંમત કેટલી વધી છે ? આ રીતે જનશક્તિ દ્વારા કામ થઈ શકે છે. વ્યક્તિના નેતૃત્વનો અભાવ વરતાતો હોય ત્યારે પણ ગણસેવકત્વ સફળ થઈ શકે છે એ ગયે વરસે સિદ્ધ થયું.

એક બીજો પણ ઉત્તમ અનુભવ થયો. આપણને ભૂમિદાન તો મળતું હતું. પણ લોકો પૂછતા હતા કે સંપત્તિદાન મળશે કે નહીં ? જ્યારે જમીન મળી ત્યારે એમનો ભૂમિ વિષેનો સંદેહ ટળ્યો. સ્વભાવથી સંદેહી માણસ હોય એને તો એક સંદેહ ટળે ન ટળે ત્યાં બીજો સંદેહ શરૂ થાય જ છે. એમનો કાર્યક્રમ જ એ હોય છે. પૈગમ્બરે લખ્યું છે કે સંદેહશીલ લોકોને જો સ્વર્ગમાં ધકેલી દેવામાં આવે, તો ત્યાંય એમને તો સંદેહ જ થવાનો કે આ સ્વર્ગ છે કે નરક ? આમ આ લોકોને સંદેહ થાય છે કે જમીન તો જાણે મળી, પણ સંપત્તિ મળશે કે નહીં ? અને સંપત્તિદાન જો મળે તોપણ એ સતત કઈ રીતે ચાલુ રહેવાનું ? પણ આનો અનુભવ આ વરસે ઘણો થયો. હમણાં જયપ્રકાશજીની બિહારમાં જે સભા થઈ એમાં હજારો સંપત્તિદાન મળ્યાં. આનો અર્થ એવો નથી કે એ કામ એક દિવસનું હતું. અને એ સભાસ્થળની જ બાલહારી હતી ! અગાઉથી તૈયારીઓ થયેલી હતી. તેમ છતાં હજારો દાનપત્ર મેળવવાં એ કાંઈ રમત વાત નથી. કાર્યકર્તાઓ મંડી પડ્યા હશે, ગામેગામ રખડ્યા હશે. આવો જ અનુભવ ઓરિસ્સાનાં નાનાં નાનાં ગામડાંઓમાં પણ થયો. આજે ત્યાં સારી એવી સંખ્યામાં સંપત્તિદાનપત્રો મળી રહ્યાં છે. આનો ભાવાર્થ એ થયો કે હજી લોકહૃદય કોઈને પણ દાનની દીક્ષા આપવા માટે તૈયાર છે.

પૈસાના પાપે લોકોના ચિત્તને ઉપર ઉપરથી બગાડયું છે

કેટલાક લોકો તો કહે છે કે આજકાલ લોકો નીચે પડતા

છે. આપણું સ્તર ઘટતું જાય છે. આ જ જાતનો ભાવ કાલે રાજાજીના વ્યાખ્યાનમાં હતો. હું કહી દેવા માગું છું કે આ કેવળ ઉપર ઉપરનો આભાસ છે. સમાજની રચના જ ખોટી છે તેથી પૈસાનું મહત્ત્વ વધી ગયું છે અને પૈસાની તો કશી સ્થિર કિંમત નથી. તેથી મને લાગે છે કે લોકોનું ધોરણ નીચે પડયું નથી. આજે હજાર રૂપિયા મળે તો માણસને લાગે કે બસ છે. પણ કાલે જો એને ખબર મળે કે હજાર રૂપિયાની કિંમત પાંચસો થઈ ગઈ છે તો એને લાગે કે આ હજાર રૂપરડીથી હવે શું વળે? લોભવૃત્તિ તો માણસમાં હોય છે જ. એટલે એને આનાથી ઉત્તેજન મળે છે, અને ગમે તેટલા રૂપિયા મળે તોયે એના જીવનમાં સમાધાન નથી થતું.

અમારા એક ભાઈ હતા. એણે અમને કહ્યું કે મને દસ હજાર રૂપિયા મળી જશે ત્યારે હું જનસેવા કરીશ. મેં કહ્યું કે આ તમારો ખોટો ભ્રમ છે, છતાં જુઓ! બે-ચાર વરસ પછી એની પાસે ૧૦–૧૨ હજારની માયા થઈ ગઈ, ત્યારે મેં પૂછ્યું કે હવે સાર્વજનિક સેવાને માટે ક્યારે આવો છો? ત્યારે કહે, "હવે તો આ ૧૦–૧૨ હજારની કીંમત ઘટી ગઈ છે, એટલે ૫૦ હજાર રૂપિયા કમાવા પડશે."

અમારા મિત્રની વાતમાં તો જાણે સમજ્યા કે મશ્કરી હતી. પણ હું કબૂલ કરું છું કે એમાં કાંઈક તથ્ય પણ છે. સારાંશ એ છે કે શ્રમને બદલે પૈસાને મહત્ત્વ આપવામાં આવ્યું, એ જ ખોટું થયું. પૈસાની કીમત અસ્થિર થઈ ગઈ છે એ બીજી ભૂલ છે. માટે લોકમાનસમાં પૈસાની તૃષ્ણા વધી એમાં વાંક લોકો કરતાં ખોટી સમાજરચનાનો વધારે છે. કોબીમાં પાંદડાંની ઉપર પાંદડાના થર ચડેલા હોય છે. એમાં ઉપલા પાંદડા પર બહારની આબોહવાની અસર થાય છે ત્યારે કદીક સડે પણ છે. અને ઉપલું પાંદડું ખરાબ જોઈએ ત્યારે અંદર સારો દડો હશે એની કલ્પના આવતી નથી. પણ જ્યાં ઉપલું પાંદડું ખસેડ્યું ત્યાં જ અંદરનો સ્વચ્છ તાજો કોબીનો દડો નજરે ચડે છે. મનુષ્યના ચિત્તની હાલત આવી જ જાતની

હોય છે. કદી કદી ખરાબ વાતાવરણને કારણે મનુષ્યનું મન ઉપર ઉપરથી ખરાબ થયેલું લાગે છે, પણ જો તે જોઈને કોઈ ધારે કે એનું મન છેક સડી ગયું છે, તો એ ધારણા ખોટી છે. ઉપરના મેલનો થર ખસેડી લો કે તરત અંદરનું સ્વચ્છ સુંદર મન દેખાય છે. હું કહેવા માગું છું કે હમણાં લોકમાનસ દાન અને ત્યાગ માટે તૈયાર છે મેં હિંદુસ્તાનમાં કેટલીય જગ્યાએ અનુભવ્યું કે અમારી સભામાં હજારો લોકો શાંતિથી સાંભળે છે. હું એમને શું સમજાવું છું ? એ જ કે આજનું તમારું જીવન ખોટું છે, એમાં સુધારો કરવો પડશે. તમારા ભાઈને એમાંથી ભાગ આપવો પડશે અને સમાજને જીવન અર્પણ કરવું પડશે. હવે હું તમને એક બીજું સૂચવું. એવો એક માણસ નીકળી પડે, જે હિંદુસ્તાનમાં ઠેરઠેર જઈને સમજાવે કે 'દુનિયામાં કોઈ સારી ચીજ હોય તો તે સ્વાર્થ જ છેઃ ભોગ ભોગવવા એ જ ઉન્નતિનો રસ્તો છે.' તો એ માણસની વાત કેટલા જણ સાંભળે છે એ હું જોવા માગું છું. એમ કહેનારો પોતે પણ જોશે. હું કહું છું કે આવા માણસને આપણા લોકો પત્થર નહીં મારે તે એટલા માટે જ કે હિંદુસ્તાનમાં સંયમ છે. હજારો લોકો એની વાત જ કાને નહીં ધરે.

## બુદ્ધને પગલે ચાલતાં છોકરાંઓ

મને જ્યારે પૂછે છે ત્યારે હું તો કહું છું કે આ સત્યયુગ છે, કૃતયુગનો આરંભ છે. મુંબઈથી નવસો માઈલનો પંથ પગપાળા ખેડીને જે જવાન છોકરાઓ અહીં આવ્યા એમાં એક ચૌદ વરસનો છોકરો પણ હતો. રોજ સરેરાશ અઢાર માઇલ ચાલવાનું થયું, કોઈ કોઈ વાર તો એ લોકો પચીસ પચીસ માઇલ પણ ચાલ્યા. તમે લોકો જાણો છો કે મુંબઇના છોકરાઓને કાંઇ તિતિક્ષા ( સહન શક્તિ )ની કેળવણી તો મળતી નથી, તેમ છતાં લોકો મોજથી આવી પહોંચ્યા. રસ્તે સંપત્તિ-દાન અને ભૂદાનનો વિચાર પણ સમજાવતા આવ્યા. એમ એ આવી પહોંચ્યા. હવે પાછા જાય છે અને એને જમીન મળે છે તે

કહેશે કે બાબાની ભુરકી કામ કરે છે. પરંતુ આ છોકરાંઓનો શો પ્રભાવ પડ્યો હશે? એમનાં વ્યાખ્યાન થાય છે, પગપાળા ચાલે છે માટે એમને માન મળે છે, તે તો આપણે સમજી શકીએ તેવું છે, કારણ કે છોકરાંઓને લોકો હંમેશાં લાડ તો લડાવે જ છે. પરંતુ આમને ખવડાવી-પીવડાવીને ઉપરથી ૭૫૦ એકરનું દાન પણ લોકોએ આપ્યું! ત્રણ ભાષાના પ્રાંતોમાં થઈને એ ચાલતા આવ્યા. હું માનું છું કે આ બુદ્ધ દેવની પ્રેરણા છે. આવાં છોકરાંઓને કરુણાનું કાર્ય કરતાં જોઈને એ ખૂબ ખુશ થયા હશે.

તેથી મેં કહ્યું કે આ તો કૃતયુગ આવ્યો છે. શાસ્ત્રકાર યુગની વ્યાખ્યા કરતાં કહે છે કે જે સૂએ છે તે કળિયુગમાં રહે છે, પથારી છોડે છે ત્યારે દ્વાપર યુગમાં આવે છે. ઊઠીને ઊભો થાય છે ત્યારે એ રામજીની સાથે ત્રેતાયુગમાં હોય છે, અને ચાલવા માંડે છે ત્યારે કૃતયુગમાં પ્રવેશે છે. તમે જ જુઓ આ કૃતયુગ છે કે કળિયુગ? એટલે લોકોનું ધોરણ નીચું ગયું છે એ વાત ખોટી છે. મને તો ઊલટું એમ લાગવા માંડ્યું છે કે લોકો ઝડપભેર ઉપરની દિશામાં આગળ વધી રહ્યા છે.

### ઈશ્વરની પ્રેરણા

સ્કૂલ અને કૉલેજના છોકરાઓ મારી જે સભામાં હોય છે એ સભા અત્યંત શાંત થાય છે. લોકો મને કહે છે કે આજકાલ વિદ્યાર્થીઓ તદ્દન ઉદ્ધત અને ઉદ્દંડ બની ગયા છે. અંગ્રેજીમાં એક અલંકાર છે. એને *Transferred Epithet** કહે છે. એમાં એકને લાગુ પડતું વિશેષણ બીજાને માથે ચડાવી દેવામાં આવે છે. શિક્ષણની પદ્ધતિ ઉદ્ધત જ રહી છે. એને જે ગાળ દેવી છે, એ નાહકની વિદ્યાર્થીઓને

*જેમકે 'નસીબદાર દિવસ' આમાં દિવસ નસીબદાર નથી હોતો, નસીબદાર તો માણસ હોય છે. માણસનું વિશેષણ દિવસને લગાડ્યું છે.

દે છે ! મને તો આશ્ચર્ય એ થાય છે કે આટલી કચરાપટ્ટી કેળવણી છતાં છોકરા આટલા શાંત કેવી રીતે રહે છે ! મને તો એ જ જવાબ મળે છે કે ઈશ્વરની કૃપા છે અને ઈશ્વર ભારત પાસે કંઈક કામ લેવા માંગે છે, એનું આ ચિહ્ન છે.

પાંચ વરસથી હું અનુભવી રહ્યો છું કે હિંદુસ્તાનમાં ઈશ્વરની પ્રેરણા કામ કરી રહી છે.

આ બધું હું એ વાતના અનુસંધાનમાં કહેતો હતો કે લોકો સંપત્તિ આપવા રાજી છે. આજની જ વાત છે. એક ભાઈ થોડા પૈસા દાનમાં આપતા હતા. એમને સમજાવવામાં આવ્યું કે સંપત્તિદાનની રીત તો જુદી છે. આ કાંઈ ફંડફાળો એકઠો કરવાની વાત નથી. ત્યારે એ ભાઈએ કહ્યું કે સંપત્તિદાનની રીત તો ઘણી જ સારી છે. અને એ રીત પ્રમાણે દાન આપવાનું એમણે કબૂલ કર્યું. ભાઈઓ, સંપત્તિદાનનું કામ વધે છે એવો ગયા વરસનો ઘણો સારો અનુભવ થયો છે.

### આદાતા-સંમેલન

ગયે વરસે બીજો પણ એક એવો અનુભવ થયો જેમાં શક્તિ ભરી પડી છે. મધ્યપ્રદેશમાં આદાતા સંમેલન કરવામાં આવ્યું. જમીન જેમને મળી છે તે તો નાના નાના માણસો છે. કાર્યકર્તાઓએ ૧૦૦–૧૨૫ જણ આવશે એવી આશા રાખી હતી. પણ બધા જિલ્લામાં થઈને લગભગ ૫૦૦ જણ આવ્યા હતા ! એમણે વાત સમજી લીધી અને નક્કી કર્યું કે આપણે પણ કંઈક આપવું જોઈએ. એમણે દર વરસે જે પાકે તેમાંથી એક ભાગ આપવાનું ઠરાવ્યું. ઘણા લોકો પૂછે છે કે આ આંદોલનમાં ભૂમિહીનોના હૃદયપરિવર્તન અને એમના ઉત્થાનનો માર્ગ કયો છે ? આ અનુભવ ઉપરથી એમને ઠીક જવાબ મળશે

### વેપારીઓને આવાહન

મેં એક બીજી નવી વાત કરી છે. વેપારીઓને આવાહન કર્યું છે.

હું માનું છું કે એ અનુભવ પણ સારો થશે. મને કહેવામાં આવ્યું કે આની અસર વેપારીઓ પર સારી થઇ રહી છે. વેપારીઓને હિંદુસ્તાનમાં એક ધાર્મિક સ્થાન આપવામાં આવ્યું છે. સત્ય, પ્રેમ વગેરે ગુણોને આજની દુનિયામાં ગૌરવભર્યું સ્થાન મળેલું છે. આ ગુણોની બધા ધર્મોને કદર છે, પણ વેપારને પણ એક સ્વતંત્ર ધર્મ માનવામાં આવ્યો હોય તો તે માત્ર હિંદુસ્તાનમાં જ. દુનિયાના લોકો વેપારને વ્યાવહારિક કામ માને છે. પણ હિંદુસ્તાનમાં ચાતુર્વર્ણ્યની યોજનામાં વેપારને, વૈશ્યને, એક સ્વતંત્ર ધર્મ માનવામાં આવ્યો. વેદનું અધ્યયન કરનારા બ્રાહ્મણ જેટલો જ વૈશ્યનો પણ મોક્ષનો અધિકાર મનાયો છે. આ હિંદુસ્તાનની વિશેષતા છે. બીજા દેશોમાં તો એમ કહેવામાં આવ્યું છે કે સોયના નાકામાંથી ઊંટ નીકળી જઇ શકે પણ શ્રીમંત માણસને મોક્ષ નહીં મળે. પણ હિંદુસ્તાનનાં દયાળુ શાસ્ત્રોની યોજનામાં વેપારીને માટે પણ મોક્ષ માર્ગ ખુલ્લો કરી દીધો ! અમુક શરતોએ મેં વેપારીઓને વિનંતી કરી કે આ જે જવાબદારી તમારા પર નાખવામાં આવી છે તે તમે ઉપાડી લો ! અને મને કહેવામાં આવ્યું કે આની અસર વેપારીઓ પર સારી થઇ છે. હું કોઇ ભવિષ્યવાદી નથી, તેમ જ ભવિષ્યવાદ પર મને શ્રદ્ધા પણ નથી. પણ મારા મનમાં એ વાત વિષે કશો જ સંદેહ નથી કે ભારતમાં એક નૈતિક ક્રાંતિ થવા બેઠી છે.

આ તો ગયે વરસે જે કાંઇ કમાણી થઇ હતી તે તમારી સમક્ષ રજૂ કરી.

### ભૂમિ આપનાર કબજો છોડાવે એનું શું ?

ગયે વરસે નુકસાનો પણ થયાં છે અને એ ખાસ્સાં ગંભીર છે. એક તરફ આટલું નૈતિક ઉત્થાન અને બીજી તરફ આટલું નૈતિક નુકસાન થાય, એ તે કેવો તમાશો ! એ છે પરમેશ્વરની લીલા ! પણ એનો ખુલાસો છે. કેટલાક લોકો કહે છે, "બાબા, એક તરફ તો એ લોક જમીન આપે છે, અને બીજી તરફ એના એ લોકો તદ્દન નિર્દયતાથી જમીનોના કબજા છોડાવે

છે." એ લોકો કહે છે કે આ તો બાબાને ઠગે છે. એ દાન આપવાનો ઢોંગ કરે છે, જ્યારે એમનું ખરું સ્વરૂપ તો એ કબજા છોડાવે એ છે. હું કબૂલ કરું છું કે એ લોકો કબજા છોડાવે છે, પણ હું માનું છું કે કબજા છોડાવવા એ એમનું ખરું સ્વરૂપ નથી, પણ ઢોંગ છે; અને બાબાને જે દાન આપે છે તે એમનું ખરું સ્વરૂપ છે. આમ હું એટલા માટે કહું છું કે એમનું દાન એમના આત્માનો ગુણ વ્યક્ત કરે છે, જ્યારે કબજા છોડાવવામાં આવે છે એ તો પરિસ્થિતિનું પરિણામ છે. સરકાર કાયદો નથી ઘડતી, પણ 'કાયદો થશે થશે' એવું ચાર વરસથી ગાજ્યા કરે છે. તેથી એ લોકો બાપડા ભયભીત છે અને આવી હાલતમાં જે કંઇ છે તે ગાંઠે રાખવા મથે છે. લોભ તો મનુષ્યમાં છે જ, પણ એની સાથે ભય પણ ભળે છે. એને પરિણામે પરિસ્થિતિ–જન્ય દોષનું આચરણ થઇ જાય છે. લોકોનું એ જે બૂરું સ્વરૂપ પ્રગટ થઇ રહ્યું છે એ અસલ સ્વરૂપ નથી. એ બહારની હવાને કારણે સડી ગયેલું ઉપલું અસ્તર છે. એ ઉપલું પડ ખસેડીને અંદર જોવાની કળા બાબાને આવડી ગઈ છે. સડયું હોય કે ન સડયું હોય, તોયે એ ઉપલું પડ તો ખસેડે જ છે અને અંદર જુવે જ છે.

આમ હું મારા અનુભવથી કહું છું કે લોકોનું અસલ રૂપ તો દાનમાં જ પ્રગટ થાય છે. તેમ છતાં ઉપલું પડ સડી ગયું છે એ કંઇ સારું તો નથી જ. એના સડવાથી અંદર પણ કંઇક અસર તો પહોંચે જ છે, માટે ઉપલું પડ પણ સારું રહે એવો પ્રયત્ન કરવો જોઇએ. આ દૃષ્ટિએ નુકસાનોની વાત કરું છું, પણ હું એનાથી નિરાશ નથી.

### ભાષાવાર પ્રાંતરચના અંગે થયેલો હિંસાકાંડ

ભાષાવાર પ્રાંતરચનાને કારણે કેટલેક સ્થળે હિંસાકાંડ થયા. એનું મને ઘણું દુઃખ છે અને એને મેં ભૂદાનયજ્ઞની હાર માની છે. આનાથી શહેરોમાં આપણે ખાસ મહેનત નથી લીધી એ વાત તરફ મારું ધ્યાન ખેંચાયું છે એ જ એનું કારણ છે. હું પહેલું જ એ કહી દેવા માગું છું

અને અગાઉ પણ કહ્યું તો છે જ કે ભાષાવાર પ્રાંત બનાવવામાં કશી ભૂલ નથી. હું તો એમ માનું છું કે લોકોની ભાષામાં રાજ્ય ન ચાલે તો સ્વરાજ્યનો કશો અર્થ નથી. હાઇકોર્ટના જે ન્યાયાધીશને લોકોની ભાષા ન આવડતી હોય એ ન્યાયાધીશ થવાને લાયક નથી. ખેડૂત જે વાત કરે છે એ એણે સમજવી જોઈએ અને એને એની જ ભાષામાં જવાબ આપવો જોઈએ. ખેડૂતનું નિવેદન એણે તરજૂમો કરાવીને નહીં પણ એની પોતાની જ ભાષામાં સાંભળવું જોઈએ, અને એની જ ભાષામાં ચુકાદો આપવો જોઈએ. આ જનતાનો અધિકાર છે અને સ્વરાજ્યનો એ જ અર્થ છે. તેથી હું એમાં કશી જ ભૂલ માનતો નથી. હું તો એમ માનું છું કે ભાષાવાર પ્રાંતરચનાની માગણી કરનાર પોતે સંકુચિત નથી, પરંતુ એને 'તું સંકુચિત છે, તું સંકુચિત છે' એમ કહી કહીને સંકુચિત બનાવવામાં આવ્યા છે. આ તો ઉપનિષદનો સિદ્ધાંત છે કે 'તું પાપી છે, તું પાપી છે' એમ કહ્યા કરીએ તો એ પાપી જ બને છે. એ સમજી લેવાની જરૂર છે કે ભાષાવાર પ્રાંતરચનાની માગણી સજ્જનો તરફથી જ થઈ છે, દુર્જનો તરફથી નથી થઈ. એટલે એમાં કશી ભૂલ નથી. પણ એમના પર સંકુચિતપણાનો આરોપ કરવામાં આવ્યો તેથી એ સંકુચિત બન્યા. અને થોડાક લોકો પહેલેથી જ સંકુચિત હશે પણ ખરા. પરિણામે હિંસાના ઘણા જ દુઃખદ પ્રસંગો બન્યા.

### બેંતાલીસે શીખવેલું હિંસા-અહિંસાનું કમઅક્કલ ખોટું છે

હવે આ હિંસક બનાવો એ ખૂબ જ ગંભીરતાથી વિચારવા જેવી બાબત છે. એ કેમ થયું ? કારણ આપણે ખોટાં માણસોને આજ સુધી માન આપ્યું છે. ૧૯૪૨ ના આંદોલનમાં જનતા તરફથી રેલ્વેના પાટા ઉખાડવા વગેરે ઘણી વસ્તુઓ થઈ. બેંતાલીસ વખતે એ બધાં કરવા લાયક પરાક્રમો મનાયાં અને તેથી હિંસા થઈ. હવે જો સ્વરાજ્ય જેવા સારા કામ માટે હિંસા કરવાલાયક મનાઈ, તો આ કામને

માટે હિંસા કરીએ તો એમાં શું ખોટું છે, આવું લોકોના મનમાં થયું. આજે જનતાના મનમાં આને અંગે સ્પષ્ટતા નથી. જો સ્પષ્ટતા હોત, આપણને અહિંસાની શક્તિથી જ સ્વરાજ્ય મળ્યું છે એનું સ્પષ્ટ ભાન હોત, તો આજે જેવી દશા જોવા મળી તેવી દશા જોવા મળત નહીં. હું ઠેકઠેકાણે જોઉં છું કે એક જ માણસના ઘરમાં એક ફોટો મહાત્મા ગાંધીનો લટકે છે અને પડખે જ બીજો ફોટો સુભાષ બોઝનો લટકે છે. હું પણ સુભાષ બાબુના અનેક ગુણો, એમની સેવા અને દેશભક્તિને નમું છું. પણ આ જે ફોટા ટાંગે છે તે કાંઈ એ ગુણોને માન આપવા માટે નહીં, પણ એ માન્યતાથી ટાંગે છે કે આપણને જે સ્વરાજ્ય મળ્યું છે તેમાં કાંઈક તો મહાત્મા ગાંધીની અહિંસાએ કામ કર્યું છે અને કંઈક આ હિંસાએ કર્યું છે. જેમ હાયડ્રોજન ઑક્સિજન મળીને પાણી બને છે તેમ અહીં અહિંસક લોકોએ, સજ્જનોએ, શત્રુને એક બાજુથી સતાવ્યો ને બીજી બાજુથી હિંસાથી સતાવ્યો. અને એને પરિણામે સ્વરાજ્ય આવ્યું એમ માને છે. યાને અહિંસાને અને હિંસાને બંનેને શત્રુ પર હુમલો કરવાની જ રીતો માની. આજે આ બાબતમાં આપણે દુનિયામાં પ્રવર્તતી બે જાતની મનઃસ્થિતિઓનો મુકાબલો કરવાનો છે. લોકોના, ખાસ કરીને યુરોપ અને અમેરિકાના માનસની એ હાલત છે કે હિંસા પરથી ભરોસો ઊઠી ગયો છે. એમને હિંસા પર બહુ ભરોસો હતો માટે એમનું નામ લીધું. હવે હિંસાએ અતિ-હિંસાનું રૂપ ધારણ કર્યું છે. અને તોયે એની કાંઈ કારી ફાવતી નથી, એનાથી નુકસાન જ નુકસાન દેખાય છે. એટલે એમનો હિંસા પરથી વિશ્વાસ તો ઊઠી ગયો છે, પણ હજી એમને અહિંસા પર વિશ્વાસ બેઠો નથી. ચિત્તની આ વચગાળાની અવસ્થા બહુ ભયાનક હોય છે. એમાં એ લોકો સપડાયા છે. એ લોકો નિશ્ચયપૂર્વક એકેય નક્કી પગલું નહીં ભરી શકે. ચિંતનપૂર્વક કોઈ કામ નહીં કરી શકે. જેવું નસીબ હશે

સેવું થશે. હિંસા પર વિશ્વાસ હોત તો તે દિશામાં પગલું ભરત, પણ વચલી હાલતમાં મન ડામાડોળ છે એટલે એકેય દિશામાં પગ ઊપડતો નથી. આજે દુનિયાની સામે આ કોયડો ખડો છે.

### નાની હિંસાને ધોવા સત્યાગ્રહની શક્તિ ખડી કરીએ

દુનિયાની સામે બીજી જે એક સમસ્યા ખડી છે તે હિંદુસ્તાનમાં પણ મોજૂદ છે. તે એ કે હિંદુસ્તાન જેવડા દેશમાં મોટી હિંસા પર તો શ્રદ્ધા નથી રહી, કેમકે મોટી હિંસાનાં સાધન જ એની પાસે નથી અને કોઈ જલદી મળે એવાં લક્ષણ પણ નથી દેખાતાં; પણ નાની હિંસા પર અહીંના લોકોનો વિશ્વાસ છે એ એક ભારે વિચિત્ર વાત છે. નાની હિંસા સફળ નહોતી થતી માટે તો મોટી હિંસાના પ્રયોગ થયા, પણ હિંદુસ્તાનના લોકોને તો નાની હિંસામાં જ શ્રદ્ધા બેસી ગઈ! અને સ્વાભાવિક રીતે જ લોકોની જે હાલત છે તેનું જ પ્રતિબિંબ સરકાર પર પડયું છે. તમે જોયું કે ઠેકઠેકાણે ગોળીબાર થયા. માત્ર ભાષાવાર પ્રાંતરચનાની જ વાત નથી કરતો. આ પાંચ-સાત વર્ષમાં અનેક વાર ગોળીબાર થયા. કયાંક એનાં કારણોની તપાસ થઈ, કયાંક ન થઇ. કયાંક એ વાજબી ઠર્યો, કયાંક ગેરવાજબી ઠર્યો. આ વાજબી-ગેરવાજબીમાં મારે પડવું નથી. એ તો કોર્ટવાળા પોતાની રીતે ચુકાદો આપે છે. પણ મને એમ લાગ્યું-હું કોઈને અન્યાય કરવા નથી માંગતો-કે ગોળી આસાનીથી ચાલી. એટલે કે લોકો તરફથી જેવી હિંસા થઈ તેવી તરત જ બીજી તરફથી હિંસાની તૈયારી થઈ. બંને બાજુ નાની હિંસા પર વિશ્વાસ છે. ભાઈઓ, આ દેશને માટે એ એક ભારે દુઃખની બીના છે, અને એ એક સમસ્યા પણ છે. આનો એક જ અર્થ થઈ શકે છે કે આપણે અહિંસાની અને સત્યાગ્રહની શક્તિ ખડી કરવી પડશે.

સત્યાગ્રહ શબ્દ ગંભીર છે. દસ બાર વરસથી હું એના વિશે ચિંતન કરી રહ્યો છું. કેટલાય વિચાર સૂઝ્યા છે. હું જાણું છું અને માનું છું કે

દુનિયાને માટે સત્યાગ્રહથી વધારે મુક્તિદાયક બીજું એકે શસ્ત્ર નથી. પરંતુ આજે સત્યાગ્રહને પણ એક ધમકીનું રૂપ મળ્યું છે. એનું રચનાત્મક શક્તિ તરીકેનું રૂપ નથી રહ્યું એ એક ગંભીર વિષય છે. હું ઇચ્છું છું કે આપણે વખતોવખત આની છણાવટ કરશું. આવો ગંભીર વિષય થોડેથી ન પતે.

## સ્વરાજ્ય માટે સત્યાગ્રહનું નવું ભાવાત્મક સ્વરૂપ ખીલવીએ

હું એ પણ કહેવા માગું છું કે ગાંધીજીના જમાનામાં જે સત્યાગ્રહ થયા એને જો આપણે આદર્શ તરીકે લઇને ચાલીશું તો ભૂલ કરીશું. કેમકે સ્વરાજ્ય મળ્યા પછી લોકશાહીમાં સત્યાગ્રહ થાય તે એ ઘણો વધારે સ્પષ્ટ, શક્તિશાળી અને વધારે રચનાત્મક અર્થ ધરાવનારો હોવો જોઈએ. તેથી બાપુએ ઘણીવાર કહ્યું હતું કે સત્યાગ્રહનું શાસ્ત્ર હું લખી ન શકું, એ ધીરેધીરે વિકસિત થઈ રહ્યું છે. એ શાસ્ત્રનો આપણે વિકાસ કરવો પડશે. એનો વિકાસ કરવાને બદલે આપણે તો ગાંધીજીના વખતમાં એ જે રીતે વપરાયું હતું તે કરતાં પણ એનું ધોરણ નીચે પાડી નાખ્યું.

ગાંધીજીના વખતનું સ્વરાજ્ય–પ્રાપ્તિનું બધું કામ નેગેટિવ–અભાવાત્મક હતું. આજે આપણે જે કામ કરવાનું છે તે એવું નથી. આજે આપણે આપણાં જ લોકોમાં રૂપાંતર કરવાનું છે. બાપુ હંમેશાં 'એન્ડ ઓર મેન્ડ' (કાં સુધારો કાં ખતમ કરો) એવી ભાષા બોલતા. આપણે એ ભાષા ન બોલી શકીએ. તેઓ અંગ્રેજોને 'ક્વિટ ઇન્ડિયા–ભારત છોડો' કહી શકતા. આપણે વેપારીઓને, જમીન–માલિકોને, સંપત્તિના માલિકોને 'ક્વિટ ઇન્ડિયા' ન કહી શકીએ. આપણે બધાએ અહીં જ રહેવું છે, એટલે કોઈ છોડીને જશે નહીં. એટલા માટે આપણને બધાને એક સ્થાને રહેવાની યુક્તિ આવડી જવી જોઇએ.

આવી દશામાં જે સત્યાગ્રહ થાય તે એનું ગુણવાન સ્વરૂપ હોવું જોઇએ. પણ આવું સ્વરૂપ પ્રકટ થવાને બદલે, બાપુના જમાનાના

સત્યાગ્રહના ધોરણથી ઊંચે જવાને બદલે આપણે તો એથી નીચે પડી ગયા. પરિણામે પ્રત્યાઘાત પેદા થયા છે અને એવું બોલાવા માંડયું છે કે લોકશાહીમાં સત્યાગ્રહને સ્થાન નથી. અને અજબ લાગે તેવું તો એ છે કે લોકશાહીમાં લશ્કરને સ્થાન છે તેટલું સત્યાગ્રહને નથી! પણ આવો વિચાર ઘણા મોટા મોટા માણસો ધરાવે છે, છતાં એ તદ્દન ખોટો વિચાર છે. આ હાલતમાં સત્યાગ્રહને અને એના શાસ્ત્રને વિકસિત કરવાની આપણે માથે એક ભારે મોટી જવાબદારી છે.

### દક્ષિણાપથમાં પગ માંડતાં—

હવે હું મારે પોતાને વિશે થોડી વાતો કહેવા માગું છું. મેં કહ્યું કે આ વખતે મને નમ્રતાથી ખૂબ જરૂર છે, શુદ્ધિની ખૂબ જરૂર છે. હવે હું છેક દક્ષિણાપથમાં આવી પહોંચ્યો છું. આથી આગળ હવે દક્ષિણમાં ભૂમિ નથી, માત્ર બંદરનાયકની લંકા છે. પણ ભારતનો આખરી હિસ્સો તો આ જ છે. મારા કામની પરિસમાપ્તિ હું અનુભવી રહ્યો છું. હું ઇચ્છું છું કે આ આંદોલનનું પૂરું તેજ અહીં પ્રગટ થાય. હું કંઈક શ્રદ્ધા રાખીને અહીં આવ્યો છું. આમ તો હું શ્રદ્ધાપૂર્વક જ દરેક સ્થળે જાઉં છું. પણ અહીં વિશેષ શ્રદ્ધાથી આવ્યો છું એ કબૂલ કરવું જોઈએ. આનું કારણ એ છે કે મારા મનમાં પ્રાચીન ગ્રંથોને માટે કંઇક પ્રેમ છે. એવું નથી કે એમાં કોઈ ખોટી વાત આવે તો તેને પણ માથે ચડાવવી, પણ મારા મનમાં એમાં જે સારી વાતો છે એની ઘણી અસર થાય છે. આવા ગ્રંથોમાં એક છે ભાગવત. એ ભાગવતમાં એમ લખ્યું છે કે આખી દુનિયામાંથી ભક્તિ સુકાઈ જાય એવો વખત આવશે ત્યારે પણ દ્રાવિડ દેશમાં ભક્તિ કાયમ રહેશે. આવું અનુમાન કરવાનું શું કારણ તે હું જાણતો નથી. પણ કંઈક હશે એમ માનીને મેં એ વાત પર શ્રદ્ધા મૂકી છે. અહીં હું જોઉં છું કે ગામેગામ મોટાં મંદિરો હોય છે અને એની આજુબાજુ ગામ વસેલું હોય છે. અહીંના નાના નાના ગામનાં મંદિર ઉત્તર-હિંદના મોટાં મોટાં નગરોના મંદિર

જેવડાં મોટાં હોય છે. અહીંના મોટા કવિ ભારતીયયારે કહ્યું છે કે અહીંના લોકોના કુળમાં સુપુત્ર પાકે તે માટે આ મંદિરો હોય છે. અને માતાઓ પોતાના દીકરા સારા નીવડે તે માટે તપસ્યા કરે છે.

ભાઈઓ, આવી શ્રદ્ધાથી મેં અહીં પગકમો છે અને ઉત્તર હિંદુસ્તાનમાં જે કાંઈ પુણ્ય સંચિત થયું છે એ બધું લઈને હું અહીં આવ્યો છું. એટલા માટે અહીંના બધા લોકોનો સહકાર મારે પ્રાપ્ત કરવો છે. મારી પરમેશ્વરને એવી પ્રાર્થના છે કે અમારી બધાની એટલી શુદ્ધિ થાય કે અમારો અવાજ સૌને મધુર લાગે. અને એટલે અહીં કેટલું રહેવું જોઈએ એની કશી મર્યાદા મેં બાંધી નથી. હું ઈચ્છું જરૂર કે ઓછામાં ઓછા સમયમાં પૂરું થાય. પણ હું એ પણ ઈચ્છું છું કે કામ વ્યાપક બને. એટલે હું ઇચ્છું છું કે ભૂદાનની સાથે રચનાત્મક કામોને સહેજે જોડી દઈ શકાતાં હોય તો જોડી દેવાં. ગામે ગામ ખાદી અને ગ્રામોદ્યોગ ચાલે. ગ્રામ સ્વાવલંબનને માટે તૈયારી કરનારું ગ્રામોદયનું કામ પણ અહીં થાય. અને જાતિભેદનું નિરસન થાય. ત્રીજી વાત હું જે ઈચ્છું છું તે એ કે સર્વત્ર નઈ તાલીમનો વિચાર લોકો સમજતા થાય. ઓછામાં ઓછી આ ત્રણ ચીજો હું ભૂદાનની સાથે સાંકળી લેવા માગું છું. માટે માત્ર ભૂદાનકાર્યકર્તાઓની જ નહીં પણ બીજા જેટલાં રચનાત્મક કાર્ય કરનારાઓ છે તે બધાની પાસે મદદની ઈચ્છા રાખું છું અને એમને મદદ કરવા પણ માંગું છું. આને માટે વધારે શુદ્ધિની જરૂર મને લાગે છે અને વધારે ચિંતનની જરૂર પણ લાગે છે. તેથી મેં વિચાર્યું છે કે તારીખ ૧લી જુનથી ત્રણ દિવસ સુધી એટલે કે ૭૨ કલાકનો ઉપવાસ કરીશ. પહેલી તારીખે આઠ વાગે હું ખાઈશ અને ૪થી તારીખે ફરી ૮ વાગે ખાઈશ. આ ઉપવાસ હું કેવળ પ્રયોગને માટે, ચિત્તશુદ્ધિને માટે, થોડું ઘણું ચિંતન થઈ શકે એ આશાથી, અને પ્રાર્થનાને માટે કરવા માંગું છું.

૧૯૫૭માં આ કામ કોઈ રીતે સમાપ્ત થાય એવી એક તીવ્ર ઇચ્છા લોકોના મનમાં રહે છે. એ વાસનાને મેં જાતે જ ખૂબ વધારી છે. એટલે એની પૂરી જવાબદારી હું મારે જ માથે લઉં છું. ઘણાએ મને આને અંગે સાવધ કર્યો છે. એમ. એન. રોયે લખ્યું હતું કે બાંધી મુદત રાખવી અને સાથે સાથે એમ પણ કહેલું કે હૃદય-પરિવર્તનથી જ કામ કરવું છે એ બે પરસ્પર વિરોધી વાતો છે. કેટલાક લોકોએ મને એમ પણ કહ્યું છે કે આમ કરવા જતાં ખોટા રસ્તા પણ લેવાય અને ઉતાવળમાં હિંસા પણ થઈ જાય. એક આક્ષેપ એવો પણ છે કે આમાં સકામ વૃત્તિ આવી જાય છે જે ગીતાએ શીખવેલી નિષ્કામ વૃત્તિથી વિરુદ્ધ છે. હું આ ત્રણેય આક્ષેપોને માન આપું છું, પણ સમજી શકતો નથી. નિષ્કામતાને હું સેવાવૃત્તિનો પ્રાણ સમજું છું. હું કબૂલ કરું છું કે મારા ચિત્તમાં નિષ્કામતા માટે અહિંસા કરતાં પણ વધારે માન છે. પણ સાથે સાથે એમ પણ કહું છું કે નિષ્કામતા અને અહિંસા એ બંનેને હું એક જ અર્થના બે શબ્દો માનું છું. તેથી આવી મર્યાદા ઠરાવવાથી નિષ્કામતા પર પ્રહાર થાય છે એ આક્ષેપ મને બહુ આકરો લાગ્યો. દુનિયામાંથી દુઃખ વહેલામાં વહેલી તકે વિદાય લે એવી ઇચ્છા ધરાવવી એને હું નિષ્કામતાથી વિરુદ્ધ નથી માનતો. એટલે ઝડપથી કામ કરવામાં નિષ્કામતા ગુમાવીએ છીએ એવું હું નથી માનતો. એક નક્કી મુદત હું મનમાં રાખવા માંગું છું અને પાછો હૃદય પરિવર્તનની રીતનો આશરો લઉં છું, એ બે વાતોમાં પણ મને વિરોધાભાસ નથી લાગતો. મુદત એટલા માટે બાંધી છે કે કોઈ કાર્ય અનંત કાળ લગી લંબાવ્યા કરવાનું નથી હોતું. એક રીત લોકોની સામે મૂકીએ અને કહીએ કે આ રીતે પાંચસો વરસે કામ પાર પડશે, તો એ રીત કંઈ કામની નથી. તો નક્કી મુદતમાં કામ જરૂર કરવું છે, પણ તેથી કાંઈ ખોટી રીતો અજમાવીશું? ખોટી રીતોથી કામ કદી નહીં થાય. ખોટી

રીતોથી કામ લેવાય એવો ડર હોઈ શકે, પણ કોઈ ને કોઈ પ્રકારે જોખમ લીધા વિના તો કદી કોઈ પણ કામ ન થાય. એવી હામ ભીડયા વિના કામ જ ન થાય. હા, ખોટી રીતો ન અજમાવાય અને બેતાવળિયાપણું ન થાય એનો ખ્યાલ રાખવો એ આપણું કર્તવ્ય છે.

મેં ઘણીવાર કહ્યું છે કે આ કામની પાછળ ઈશ્વરનો હાથ છે. ત્યારે આપણા કેટલાક લોકો એમ સમજી બેસે છે કે આ ઈશ્વરનું કામ છે એટલે ઈશ્વર ૧૯૫૭માં ચમત્કાર કરશે અને કામ થઈ જશે. હું મનુષ્ય અને ઈશ્વરની વચ્ચે બહુ ઓછો ફરક પાડું છું. મનુષ્યને બે હાથ હોય છે, ઈશ્વર હજાર હાથવાળો હોય છે. જ્યાં હજારો મનુષ્ય એકઠાં મળે છે ત્યાં ઈશ્વરની શકિત પ્રગટ થાય છે. અર્થાત્, સજ્જનો જ્યારે ધર્મકાર્યને માટે એકત્ર થાય છે ત્યારે ઈશ્વર પ્રકટ થાય છે. જેમ ઈશ્વરને અનેક હાથ હોય છે તેમ રાક્ષસોને પણ અનેક હાથ હોય છે. પરંતુ અનેક હાથ અને ધર્મકાર્ય એ બેનો જ્યાં સંયોગ થાય છે ત્યાં ઈશ્વર વસે છે. મને પૂરો વિશ્વાસ છે કે આ કાર્યની પાછળ ઈશ્વરની મદદ છે. એથી જ લોકોનાં દિલોમાં આને માટે અનુકૂળ ભાવના પેદા થાય છે.

મુદત બાંધવાનું તાત્પર્ય એટલું જ છે કે આમાં આપણને આપણો ઉપાય સુધારવાની ( ઉપાય સંશોધનની ) તક મળવી જોઈએ. આપણા હાથમાં એક ઉપાય આવ્યો છે. એને આપણો પૂરેપૂરો અજમાવીએ નહીં તો કામ નથી થતું અને પાછો નવો ઉપાય પણ નથી સૂઝતો. એક ઉપાયને આપણે પૂરેપૂરો અજમાવી જોઈએ અને જો નકી કરેલી મુદતમાં કામ ન થાય તોપણ મનમાં સમાધાન રહે છે કે બધું કરી છૂટયાં છીએ. અને ત્યારે આપણા ઉપાયમાં સુધારો કરવાની તક સાંપડે છે, અને બીજો ઉપાય સૂઝે પણ છે. હું બધાને ચેતવણી આપી દેવા માંગું છું કે પૂરી શક્તિ લગાડયા વિના વખતને જ વિતાવતાં રહીશું તો એ ઘણું ખોટું થશે. ઉપાય સં...

નિશ્ચિત મુદતમાં પૂરી શક્તિ સાથે કામે વળગી પડવું એ બહુ જરૂરી હોય છે માટે આપણે ગંભીરતાપૂર્વક પરિણામ ભગવાનના હાથમાં સોંપીને નિષ્કામવૃત્તિથી કામે વળગવું જોઈએ.

**તપસ્યા-લાભ.**

સંમેલનમાં સૌથી વધારે આનંદ તો મળે છે સજ્જન-સંપર્કનો અને સજ્જન-સંગતિનો. એક વાતનું ભાન મને સતત અને નિરંતર રહે છે કે હું મારી યાત્રામાં જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં બધી જાતની સગવડ લોકો કરી રાખે છે, પણ જે મારા ભાઈઓ ગામેગામ રખડે છે એમને કોઈ જાતની સગવડ નથી મળતી અને ભારે તકલીફ વેઠીને તેઓને કામ કરવું પડે છે. એમને તકલીફ વેઠવી પડે છે એ વાતથી મને દુઃખ નથી થતું, બલ્કે એવી ખુશી ઊપજે છે કે એમને તપસ્યા કરવાનો મોકો મળે છે. આવા આપણા નિષ્કામ તપ તપનારા સેવકો પર પ્રભુની કૃપાં દૃષ્ટિ રહે એ જ મારી ઈશ્વરને પ્રાર્થના છે.

(કાંચી સંમેલનનું પ્રથમ પ્રવચન ૨૮-૮-૫૬)



# સાત્ત્વિક શક્તિની શોધ કરીએ

**('સંમેલનમાં વિનોબાજીનું વિદાય પ્રવચન')**

હવે આપણામાંથી ઘણાંખરાં એક વરસ સુધી એક બીજાને નહીં મળીએ. આખા વરસમાં એકવાર મળવાનું થાય છે. આપણે ઘણું ખરું તો કામમાં રચ્યાંપચ્યાં રહીએ છીએ. એટલે કામ છોડીને અહીં આવવાનું મન પણ થોડું જ થાય છે. પણ હમણાં આપ્પાસાહેબે કહ્યું તે તમે બધાએ સાંભળ્યું. એમણે કહ્યું, 'અહીં આવવાથી અને અહીંની વાત સાંભળીને કંઈક લાભ થયો છે.' અહીં આવો અનુભવ થાય છે તેની

મને ખુશી છે. હું પણ આ સંમેલનમાં કંઈક ઝીણવટથી નિરીક્ષણ કરતો હતો. બે ચાર સંમેલનોથી હું એમ કરતો રહ્યો છું. આ સાલ સંમેલનમાં જે કંઈ ચર્ચા થઈ તેમાં સાત્ત્વિકતાનો અંશ, સત્ત્વગુણનો અંશ વધારે જણાયો. એમ બને કે, મને એવું ભાસ્યું જ હોય, પણ જો એ ભાસ ખરો હોય તો એ એક સારું લક્ષણ છે. એનાથી શક્તિ વધશે. સત્ત્વગુણ જેટલો વધશે તેટલું આપણું બળ વધશે.

## શું સાત્ત્વિકતા કેવળ રચનાત્મક જ હોય, રક્ષણાત્મક ન થઈ શકે?

કેટલાકનો એવો ખ્યાલ છે કે બળ એ કંઈક જુદી જ વસ્તુ છે. સત્ત્વગુણથી બળ વધે છે એવી એમને પાકી ખાતરી નથી. 'બળ માટે કોઈ બીજા દેવનાની આરાધના કરવાની હોય છે, સત્ત્વગુણથી તો શાંતિ પ્રાપ્ત થાય', એવું એ લોકો ઘણીવાર માને છે. સત્ત્વગુણમાં શક્તિ હોય છે એવો વિશ્વાસ એમને ક્યારેય બેઠો નથી. તેથી શક્તિ માટે એક સ્વતંત્ર દેવી માની છે, અને એના હાથમાં બધી જાતનાં શસ્ત્રાસ્ત્રો હોય છે. આપણો અંતિમ આધાર તો આ દેવી છે, એવી અંતિમ શ્રદ્ધા રાખીને એ લોકો એને પૂજે છે. શાંતિની ઉપાસના એમને પણ કરવી તો હોય છે, પરંતુ શાંતિમાં એમને અંતિમ શ્રદ્ધા નથી હોતી. અંતિમ શ્રદ્ધા તો શક્તિ પર જ હોય છે, એટલે એમને હમેશાં એવી શંકા રહ્યા કરે છે કે શક્તિ વિના આપણો બચાવ શી રીતે થશે? આત્મ–સમાધાન માટે, સામાજિક સમતા માટે, માનસિક શાંતિ માટે એ લોકો સત્ત્વગુણના દેવતાને માને છે. એમને એ પણ કબૂલ છે કે રચનાત્મક કામ કરવું હોય, દેશનો વિકાસ કરવો હોય તો સત્ત્વગુણ ઉપયોગી છે, શાંતિ જરૂરી છે; પરંતુ સત્ત્વગુણ રક્ષણ

કરવાનું સામર્થ્ય પણ ધરાવે છે એ વાત હજી સુધી સ્વીકારાઈ નથી. રક્ષણ માટે તો બીજા દેવની આરાધના, બીજા દેવની ઉપાસના કરવી રહેશે એમ એ લોકોને લાગે છે. હવે આપણી એ 'પરમ દેવી'એ આજકાલ ચંડીનું રૂપ ધારણ કર્યું છે. તેથી એક જાતનો ભય પેદા થયો છે. આજે પણ માબાપ બાળકને પ્રેમથી સમજાવે છે, પણ બાળક ન સમજે તો શું કરે છે? એને તમાચો ચોડી દે છે. એટલે કે જે માબાપ પ્રેમના સાગર હોય છે, જે બાળકના હિત સિવાય બીજું કશું ઈચ્છતા નથી તેમને પણ છેવટે તો પ્રેમ ઉપર નહીં પણ માર ઉપર જ શ્રદ્ધા છે. એમના દિલમાં બાળક તરફ જરાકેય દ્વેષ નથી હોતો. આ લોકો પણ, બાળક જ્યારે સમજાવ્યું ન સમજે ત્યારે જ, છેવટના ઈલાજ (Ultimate sanction) તરીકે જ મારઝૂડનો આશરો લેવામાં માને છે. અર્થાત્ હજી આપણા મનમાં પાકી ગાંઠ નથી બેઠી કે આ શક્તિ–દેવતા આપણને તારી શકે તેવી તારકશક્તિ નથી. વળી એવો અનુભવ પણ નથી થયો કે જ્યાં શક્તિ હોય છે ત્યાં બુદ્ધિ હોય છે જ. શકિત એ તો મૂઢ દેવી છે. જેના હાથમાં શસ્ત્ર આવ્યાં તે શક્તિશાળી. પછી એ સાચો જ હોય એવું કાંઈ નહીં. જે દેવી મૂઢ છે એને દેવી માનવી એ જ ખોટું. એના પર વિશ્વાસ રાખવો એય ખોટું છે, અને એના પર અંતિમ શ્રદ્ધા રાખવી એ તો એથીયે વધારે ખોટું છે.

### દંડ પરથી વિશ્વાસ ડગમગ્યો છે પણ સામ પર પૂરો બેઠો નથી

જ્યાં ઝઘડો પડયો હોય, મતભેદ પડયો હોય, ત્યાં અને તેટલો નિકાલ વાતચીતથી કરવો જોઈએ, એટલું તો બધાએ માન્યું છે. સમજાવટથી સામ–પૂર્વક જ કામ કરવું જોઈએ.

પણ સામથી કામ ન સરે તો એમ નથી વિચારતાં કે 'ચાલો, આપણે આપણી સામબુદ્ધિનું વિશેષ સંશોધન કરીએ, વધારે ઉજ્જવળ સામ પેદા કરીએ.' પણ સામથી કામ ન થયું તો દંડનો પ્રયોગ કરે છે. અને થોડાક દંડથી કાંઈ ન વળે તો વળી વધારે જોર અજમાવે છે. અને એથી પણ ન વળ્યું તો ? તો એથી પણ અધિક દંડ યોજવાની વેતરણમાં પડે છે. આમ કરતાં કરતાં આપણે ઠેઠ અણુશસ્ત્રો સુધી તો પહોંચી ગયા! તેમ છતાં આપણા ખ્યાલમાં એટલું ન આવ્યું કે દંડશક્તિ એ વિશ્વાસપાત્ર શક્તિ છે જ નહીં, એ તો દગાબાજ શક્ત છે. આ આપણા ખ્યાલમાં હજી સુધી નથી આવ્યું. દંડશક્તિએ જે અતિ ઉગ્ર રૂપ ધારણ કર્યું છે તેથી બીક તો લાગે છે અને એની યોગ્યતા વિષે મન ડામાડોળ પણ રહે છે, પરંતુ ચિત્તમાં દંડ ઉપરનો જે વિશ્વાસ ઘર કરી ગયેલો છે તે હજી સમૂળો નીકળી ગયો નથી. એ કંઈક ડગમગી ગયો છે ખરો, પણ હજી સુધી એ છેક જ છોડી દેવા જેવો છે એમ લાગ્યું નથી.

## કરુણાનું રાજ્ય સ્થાપવામાં સ્ત્રી–શક્તિ કયારે મદદરૂપ થઈ શકે ?

ઘણીવાર કહેવાય છે, અને મને પણ ઘણીવાર લાગે છે કે પુરુષોએ સમાજનું કામ બહુ બગાડયું છે, પણ જો એમાં સ્ત્રીઓ પ્રવેશ કરે તો કદાચ મામલો સુધરે. આમ તો આ વિચાર મનમાં આવતો રહે છે, પણ આજે ખાસ એટલા માટે આવ્યો કે સંમેલનમાં બહેનો ઠીક ઠીક આવી છે. મને લાગે છે કે એ એક સારું લક્ષણ છે. મેં કેટલીયે વાર કહ્યું છે કે સ્ત્રી–શક્તિ આગળ આવશે તો ઉદ્ધાર થવાનો છે. સ્ત્રીઓની સ્થિતિ આજે કેવી છે ? અને એમની

છે ? એ પોતાને રક્ષ્ય (રક્ષણ કરવા લાયક) સમજે છે અને એ રક્ષણની જવાબદારી પુરુષોની છે એમ માને છે. અમેરિકાની સ્ત્રી શું કરતી હશે ? આ બધા અણુબૉંબ બને છે તે શું એમને સારું લાગતું હશે ? એ પોતાના પતિઓને કહેતી હશે કે આ બરાબર નથી. તો પતિ–દેવતા એમને શું સમજાવતા હશે ? સમજાવતા હશે કે જો આ નહીં કરીએ તો તારાં બાલબચ્ચાંનું રક્ષણ નહીં થાય. તો સ્ત્રીઓ કહેતી હશે કે 'એમ ? ત્યારે તો આ બધાં શસ્ત્રો સર્જ્યાં તે બહુ સારું થયું.' પુરુષોએ સ્ત્રીઓને સદા ભયભીત અવસ્થામાં રાખી છે, તે એટલે સુધી કે સ્ત્રીઓ ડરે એને સ્ત્રીઓનો ગુણ માનવામાં આવ્યો છે. અને કોઈ સ્ત્રી બહાદુર દેખાઈ તો કહેશે કે એનામાં પુરુષનો ગુણ છે. સ્ત્રીનો સ્વાભાવિક ગુણ એટલે બીકણપણું, ભીરુતા. આવી સ્થિતિમાં સ્ત્રી પુરુષની વહારે ચડીને શું કરશે ? પુરુષ જો બંદૂક ઉઠાવશે તો સ્ત્રીઓ બહુ બહુ તો બંદૂકોમાં દારૂ ઠાંસશે. અને બીજા દેશોમાં તો સ્ત્રીઓની પલટણો પણ બને છે અને યુદ્ધમાં બધી જાતની મદદ કરવા સ્ત્રીઓ તૈયાર થાય છે. આમ આમાં તો સ્ત્રી–પુરુષ ભેદ પણ કામનો નથી રહ્યો. એમ પણ મનાય છે કે સ્ત્રી માતૃદેવતા હોવાને કારણે અધિક દયાળુ, અધિક શાંતિમય, અધિક કરુણામય, અધિક વાત્સલ્યમય હોવી જોઈએ; હોય છે પણ. પરંતુ જે મનુષ્યને દેહ અને આત્માના જુદાપણાનું ભાન નથી તેનામાં કરુણા હોઈ જ ન શકે. થોડોક દયાનો ગુણ દેખાય, પરંતુ એ દયા કરુણા કહેવાવાને લાયક નથી. કરુણા તો જબરો બહાદુર ગુણ છે. એમાં મહાન સામર્થ્ય છે, એમાં ડર નથી હોતો. એ તો પરમ નિર્ભય છે. પેલો દયાનો ભાવ તો દુર્બળતાની સાથે આવે છે. ગૌતમ બુદ્ધને કરુણાનું દર્શન થયું તે તીવ્ર તપસ્યાને અંતે નિર્ભયતા પ્રાપ્ત થવાથી થયું.

### સત્ત્વગુણનું વજ્ર

વૃત્રાસુરના ત્રાસથી આખી દુનિયા દુઃખી દુઃખી હતી. ઇન્દ્રનાં તમામ ઓજારો નકામાં થઈ ગયાં. ઇન્દ્રે કહ્યું કે આ તો સત્ત્વગુણથી જ મરશે. સત્ત્વગુણની મૂર્તિ એ જમાનામાં દધીચિ મુનિ હતા. ઇન્દ્ર દધીચિ મુનિ પાસે ગયા. કહ્યું, "તમારાં હાડકાંનાં હથિયાર બનાવીએ ત્યારે આને જીતી શકાય." એ કરુણામય મુનિએ વિચાર્યું, "મારી પાસે બીજું છે પણ શું ? એકલાં હાડકાં જ છે, ભલે એય અપાતાં." આમ એમણે પોતાના દેહનું વિસર્જન કર્યું. એનાં હાડકાંમાંથી વજ્ર બન્યું અને વૃત્રાસુરનું મર્દન થયું.

દુનિયાને ભયમુક્ત કરવા માટે પોતાના દેહનું વિસર્જન કરવાની દધીચિ મુનિના મનની તૈયારી થઈ શકી એનું કારણ એ કે એમનું હૃદય કરુણાથી ભરેલું હતું. જ્યાં સુધી દેહ અને દેહસંબંધમાં રચ્યાંપચ્યાં રહીશું ત્યાં સુધી કરુણાની શક્તિ નહીં પ્રગટે. જીવનમાં થોડીઘણી દયા આમતેમ પ્રગટ થતી રહે ખરી. આ એક ખૂબ વિચારવાની વાત છે.

### પાકિસ્તાન અને નિઃશસ્ત્રીકરણ

આજકાલ પાકિસ્તાન અને હિંદુસ્તાનની ચર્ચા ચાલે છે. એ દેશ બિચારો એટલો ડામાડોળ દેખાય છે કે મને તો એની દયા જ આવે છે. ત્યાં નથી વ્યવસ્થા શક્તિ, નથી કોઈ યોજના, નથી પરસ્પરની એકતા, કે નથી તો પ્રજાની સમૃદ્ધિ માટે કોઈ ગોઠવણ થઈ. બસ, એક કાશ્મીરનો ઝઘડો છે જેને છાશવારે યાદ કરી ભારત પ્રત્યેનો દ્વેષ જગવીને પ્રજાને કાબૂમાં રાખ્યા કરે છે. આજે એ દેશમાં જાતજાતનાં દુઃખો છે. એના તરફથી એ પ્રજાનું ધ્યાન ખસેડી નાંખે છે. અને ત્યાં જે શક્તિ હોવાનો ભ્રમ થાય છે તે કેવળ અમેરિકાની ગુલામી

છે, એ સિવાય બીજું કશું નથી. હવે આવા દેશથી તે શું કરવું છે ? એની બિચારાની અત્યંત દયાજનક સ્થિતિ છે. એ શસ્ત્રાસ્ત્ર વધારવામાં પડયો છે તેથી એની શક્તિ ઘટી રહી છે. એ ક્ષીણ થઈ રહ્યો છે. એ ભારત પર શું આક્રમણ કરતો હતો ? અમેરિકા એને પ્રેરણા આપશે ત્યારે જ ભારત પર આક્રમણ કરી શકશે અને જ્યારે અમેરિકા રશિયા સાથે યુદ્ધ કરવાનું નક્કી કરશે અને વિશ્વયુદ્ધ શરૂ કરવાનો નિર્ણય કરશે ત્યારે જ એ એને પ્રેરણા આપશે. એટલે એ દેશનો ડર રાખવાની જરૂર નથી. ઊલટું હું તો એમ માનું છું કે એ રાષ્ટ્ર સાથે જો બળપૂર્વક કામ લેવું હોય તો આપણે બીજું જ વિચારવું પડશે. આપણે એને ભયમુક્ત કરવા માટે એનામાં વિશ્વાસ પેદા થાય એવું કરવું પડશે. ત્યાંના વડા પ્રધાન શું કહે છે ? "વાતચીતમાં તાકાત આવે તે માટે અમે અમેરિકાની મદદ લઈએ છીએ. અમારે આક્રમણ નથી કરવું. વાતચીતથી પ્રશ્નનો ઉકેલ થઈ શકે છે. પરંતુ વાતચીતમાં તાકાત આવે તે માટે શસ્ત્રાસ્ત્ર મેળવીએ છીએ." મને પણ લાગે છે કે સામસામા બેસીને વાત કરવાથી પ્રશ્નોનો નિકાલ થઈ શકે છે. અને એ વાતની પાછળ તાકાત જોઈએ. તેથી મને લાગે છે કે આપણે શસ્ત્રો તદ્દન ઘટાડી નાંખીએ તો આપણી તાકાત વધી જશે. આ ત્યારે સમજાશે જ્યારે છાતીમાં ધડક ધડક નહીં થતું હોય અને દિલમાં સામાને માટે પ્રેમ હશે. પરંતુ પ્રેમનો અભાવ હોય ત્યારે ડર લાગે છે અને દેશના રક્ષણની જવાબદારીનો માથે ભાર લાગે છે. દેશના બચાવની જવાબદારી છે માટે તો કહું છું કે શસ્ત્રનો ત્યાગ કરવો જોઈએ. બાબાના રક્ષણ માટે બાબા નથી કહેતા કે શસ્ત્ર કમ કરો. પરંતુ દેશના બચાવ માટે કહું છું. આ હિમ્મતની વાત છે

એટલું જ નહીં, હિકમતની પણ વાત છે. એટલે કે એમાં બુદ્ધિમાની પણ છે.

### સત્તાની સમતુલા કરવા જતાં તુલા જ તૂટવા આવી છે

એ સમજવું જોઈએ કે આજકાલ રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચે બેલેન્સ-સમતુલા રાખવાની કોશિશ થાય છે તે આજની વિદ્યા નથી, સો બસો વર્ષ પુરાણી છે. 'બેલેન્સ ઓફ પાવર'–શક્તિની સમતુલા રાખવાનો વિચાર રાજનીતિમાં તથા તત્ત્વજ્ઞાનમાં સો બસો વર્ષથી સ્વીકારાયેલો છે. આ બેલેન્સ ઓફ પાવર સારું એ દેશે શસ્ત્રાસ્ત્ર વધાર્યા તો આપણે પણ વધાર્યા કે જેથી બેલેન્સ–સમતુલા રહે. તાજવાનો કાંટો બરાબર રહે. તાજવાના આ પલ્લામાં પાંચશેરી નાંખી, સમતુલા ન રહી એટલે પેલામાં પાંચ શેરી નાંખી. હવે આ પલ્લાવાળાએ વળી બીજી બશેરી નાંખી તો દાંડી આમની નમી. એટલે પેલાએ બશેરી ત્યાં નાંખી. એમ કરતાં કરતાં બન્ને પલ્લામાં એટલું વજન વધી ગયું કે ત્રાજવું તૂટવાની વારી આવી.

આજે દુનિયામાં જે ધાસ્તી છવાઈ ગઈ છે તેનું કારણ એ જ છે કે મનમાં ભય છે. એક પલ્લામાં વધારે વજન છે એટલે બીજામાં નાંખવું જ પડે છે. બધું મળીને આખું જીવન દુઃખમય થયું છે. સમતુલા રાખવા માટે બંને તરફ સરખું સરખું વજન વધારતા ગયા. હજી સુધી આ બેલેન્સ ઓફ પાવરમાં બેઠેલી શ્રદ્ધા તૂટી નથી. પરંતુ બન્ને પલ્લાંમાં ઘણો વધારે પડતો ભાર થયો છે અને એનું નુકસાન વરતાતું જાય છે. બન્ને પક્ષ એકબીજાને કહે છે કે સમતુલા જાળવવી જોઈએ. પરંતુ બન્ને બાજુ વજન વધારવાને બદલે બન્ને બાજુ કંમ કરીને જાળવીએ તો સારું. એટલે બન્ને બાજુએ પરસ્પર

સંમતિથી શસ્ત્ર ઘટાડાય તો સારું, એવી વાતો થઈ રહી છે. એનો અર્થ શો ? બે મનુષ્યો વચ્ચે વાત ચાલી રહી છે. એક બુદ્ધિમાન છે, બીજો મૂર્ખ. બુદ્ધિમાન મૂર્ખને કહે છે, 'તું જ્યાં સુધી મૂર્ખ રહેશે ત્યાં સુધી મારે પણ મૂર્ખ રહેવું પડશે.' અરે, તારે મૂરખ રહેવું શું પડશે ? તું મૂર્ખ જ છે. તારા પર નાહક બુદ્ધિમત્તાનો આરોપ મુકાયો હતો. ખરી રીતે તું જે હોવો જોઈતો હતો તે જ છો !

### નિઃશસ્ત્રીકરણ અને આમ જનતા

આ વખતે આપણો દેશ નિશ્ચયપૂર્વક, હિમ્મત રાખીને, પરિસ્થિતિને સમજીને, વિશ્વાસપૂર્વક પોતાનાં શસ્ત્રાસ્ત્ર ઘટાડી નાખે તો મને લાગે છે કે એનાથી આપણી નૈતિક તાકાત વધશે. લોકો પૂછે છે કે એને માટે આમ જનતા તૈયાર થશે ? આ બહુ વિચારવાનો પ્રશ્ન છે. પાકિસ્તાનને અમેરિકાની મદદ મળે છે. આ કોઈ નવી ઘટના નથી. બે વર્ષ થયાં એ શરૂ થઈ છે. જે વખતે એ મદદ મળવાની શરૂ થઈ તે જ વખતે પંડિત નેહરુએ દેશને એક આવાહન કર્યું હોત કે, "આપણે ઝપાટાબંધ શસ્ત્રાસ્ત્ર વધારવાં જોઈએ, માટે મારા પ્યારા ભાઈઓ, સૈન્યમાં ભરતી થઈ જાવ !" તો તમામ જનતા એમના એ આવાહનને માનત કે નહીં ? પાર્લમેંટ પણ એને ભારી બહુમતીથી પોતાનો ટેકો આપત કે નહીં ? અહિંસા પર, શાંતિ પર, વિશ્વાસ રાખનારા પંડિત નેહરુ જ્યારે શસ્ત્ર વધારવાનું કહે છે ત્યારે આપણે જરૂર શસ્ત્ર વધારવાં જોઈએ. પરંતુ પંડિત નેહરુએ દેશને સંયમમાં રાખ્યો અને તેથી દેશે ધીરજ જાળવી. આ મામલામાં જનતાની શક્તિનો વિચાર કરવો પડે છે એ મારે કબૂલ છે. જનતામાં હિમ્મત હોય તો રાજ્યકર્તામાં પણ હિમ્મત આવે છે. પણ એની એક બીજી બાજુ

પણ છે કે સરકાર અને નેતાઓમાં હિમ્મત હોય તો જનતામાં પણ હિમ્મત આવી જાય છે. એટલે કે પરસ્પર અસર થાય છે. મારું કહેવું છે કે જો આપણે બધા મળીને જનતાને એનું હિત શેમાં છે તે સમજાવી શકીએ તો શસ્ત્રો ઘટાડવાની હિમ્મત કરો એમ કહેવાની તક આજે છે. આ મારી અલ્પ–મતિ છે.

### રાજાજી અને એકપક્ષી નિઃશસ્ત્રીકરણની દરખાસ્ત

આજની સરકાર જે રીતે વિચારે છે તેનો આપણે વિરોધ નથી કરવો. એમની જવાબદારી વિશેષ છે તેથી આપણા કરતાં એમની એ બાબતમાં જાણકારી વધારે છે એમ માનવા હું તૈયાર છું. વળી આપણા માનનીય નેતાઓ પર શ્રદ્ધા રાખવાનું આપણું કર્તવ્ય સમજું છું. વળી જે નેતાના મનમાં શાંતિની ચાહના છે તે જ્યારે શસ્ત્ર–શક્તિની જરૂરત છે એમ કહે છે ત્યારે એમની વાતમાં વજન છે એ માનવા પણ હું તૈયાર છું. પણ અહીં તો હું સર્વોદય વિચારમાં માનનારા આપણા ભાઈઓ સાથે પ્રકટ ચિંતન કરું છું. આ પ્રકટ ચિંતન એટલા માટે કરું છું કે સર્વોદય વિચાર ધરાવનારા પૈકી પણ કેટલાક એવા છે જે શસ્ત્રાસ્ત્ર વધારવાની જરૂર છે એમ માને છે. પેલે દિવસે રાજાજીએ બિલકુલ કઠોરતાથી કહી દીધું કે અહીં પાકીસ્તાનથી ડરનારો કોઈ પણ શખ્સ હોય તો તેને સર્વોદય સમાજમાં સ્થાન નથી. મને થયું કે આ સિત્તોતેર વર્ષનો ઘરડો માણસ છે. એની વાણીમાં આ શક્તિ ક્યાંથી આવી? આ શક્તિ શરીરની નથી, મનની છે, આત્માની છે. એ જ આત્માના બળે આપણે નિર્ભય બની શકીએ.

આપણે વારે ઘડીએ કહીએ છીએ કે અમેરિકા અને રશિયા એક બીજાનો વિચાર ન કરતાં એક-પક્ષી નિઃશસ્ત્રતાનો સ્વીકાર કરે, ત્યારે આપણી જવાબદારી સ્પષ્ટ છે. એક-પક્ષી-

નિઃશસ્ત્રતાનો વિચાર આપણી સરકારે રજૂ નથી કર્યો એ આપણે જાણીએ છીએ. પરંતુ આ વિચાર આપણા લોકોમાં ચાલે છે. તો કહ્યું છે કે 'पर उपदेश कुशल बहुतेरे'—ઘણા લોકો પારકાને ઉપદેશ દેવામાં કુશળ હોય છે. પણ જો આપણે આ વિચારનો અમલ કરી શકીએ તો એની એક નૈતિક અસર દુનિયા પર થશે. આજે પણ ભારતનો અવાજ દુનિયામાં બુલંદ છે. પરંતુ આ પડોશનો પ્રશ્ન જ્યાં સુધી પત્યો નથી, અને જ્યાં સુધી આપણે એના બારામાં નિર્ભય બન્યા નથી ત્યાં સુધી આપણા અવાજમાં એવી તાકાત નહીં આવે કે જેનાથી આપણો દેશ અને દુનિયા હમેશાંને માટે બચી શકે.

## ભગવદ્ ગીતાનું વચન અને આપણું વર્તન

ભગવદ્‌ગીતામાં ભગવાને કહ્યું છે કે 'સંતોના રક્ષણ માટે હું જન્મ લઉં છું.' એનો કેટલાક લોકો એવો અર્થ કરે છે કે સજ્જનતાની રક્ષા માટે શસ્ત્રો ઉપાડવાં જોઈએ. મારું કહેવું છે કે આપણી સામે બે જ માર્ગ છે. કાં તો આપણે સાધુ (સારા) છીએ અને કાં તો આપણે દુષ્ટ છીએ. આપણે અવતાર તો ન હોઈ શકીએ. તો આમાંથી આપણે કઈ કોટિના છીએ તેનો આપણે નિશ્ચય કરી લઈએ. આપણે સાધુ હઈશું તો સાધુત્વ જ આપણું રક્ષણ કરશે. ભગવાનના એ વચનનો આ વાસ્તવિક અર્થ છે. એ જ સાધુત્વને ઈશ્વરની વિભૂતિ કહે છે. આપણે તો લખી રાખ્યું છે: सत्यमेवजयते પણ સત્ય અને શસ્ત્ર-શક્તિ જયતે એમ ક્યાં લખ્યું છે? આપણે તો લખ્યું છે सत्यम् एव जयते કારણ કે સત્યના બચાવ માટે સત્ય સિવાય બીજી કોઈ વસ્તુની જરૂરત નથી. પરંતુ આ બધી ચર્ચા વ્યર્થ છે, કારણકે સામેવાળો કહી દે છે કે તમારી બધી વાત મારે કબૂલ છે. જેને આપણી વાત

માન્ય ન હોય તેની સાથે ચર્ચા થઈ શકે. પરંતુ એ કહે છે, "બધી વાત મંજૂર છે, પરંતુ આજની પરિસ્થિતિમાં દેશના રક્ષણુ માટે કંઇક તો કરવું પડશે." ચિત્તની આ સ્થિતિ છે ત્યાં સુધી દુનિયાનો ઉદ્ધાર નથી.

### ધર્મમય રાજનીતિથી આગળ—

સર્વોદય સમાજે આ વાતનો નિર્ણય કરવો પડશે. તેથી હું વારંવાર કહું છું કે જે લોકો અહિંસામાં શ્રદ્ધા ધરાવે છે તેમણે લોકનીતિની સ્થાપનામાં તાકાત લગાવવી જોઈએ, અને રાજનીતિની સમાપ્તિ કરવાના પ્રયત્નમાં લાગવું જોઈએ.

આજ સુધી રાજનીતિને *Spiritualise*—ધર્મમય કરવાના ઘણા પ્રયત્નો થયા. ગોખલેએ આ શબ્દનો પ્રયોગ કર્યો. ગાંધીજીએ એ શબ્દ ઉપાડી લીધો. લોકો એમ માને છે કે રાજનીતિ–રાજકારણુને Spiritualise કરવાનો–નીતિમય બનાવવાનો પ્રયત્ન ગાંધીજીએ પહેલીવાર કર્યો. ગાંધીજીએ એ પ્રયત્ન જરૂર કર્યો છે. પરંતુ ઇતિહાસમાં પહેલીજ વાર કર્યો છે એમ નથી. એ જ પ્રયત્ન મોહંમદ પયગંબરે પણ કર્યો હતો. પણ એમને સફળતા ન મળી. 'રાજ' અને 'નીતિ' એ બન્ને શબ્દ એક બીજાને કાપે છે. 'નીતિ' શબ્દને 'રાજ' કાપે છે અને 'રાજ' શબ્દને 'નીતિ' કાપે છે. નીતિ આવી તો રાજ્ય વ્યવસ્થા આપોઆપ ખંડિત થાય છે. અને રાજ્યવ્યવસ્થા આવે છે તો નીતિ ખતમ થાય છે. હવે આગળ ઉપર આપણે રાજ્ય નથી જોઈતું, પ્રાજ્ય જોઈએ છે. એ કેટલા દિવસમાં બની શકશે તે તો હું નથી જાણતો. પરંતુ જો કરવા લાયક કોઈ કામ હોય તો તે આ જ છે. "मेरे तो मुझ राम नाम दूसरा न कोई"—મારે મોઢેથી રામનામ સિવાય બીજું કશું

નહીં નીકળે એવો નિર્ણય સર્વોદય સમાજે કરવો જોઈએ. પરંતુ ગાંધીજીના ઘણા સાથી મોહમાં ફસાયેલા છે.

એ લોકો એમ માને છે કે ગમે તે હાલતમાં રાજ્ય ચલાવવાની જવાબદારી આપણા પર રહે જ છે. હું પણ કબૂલ કરું છું કે આપણે સ્વરાજ્ય મેળવ્યું છે અને જો રાજ્ય ચલાવવાની જવાબદારી માથે ન લઈએ તો પછી સ્વરાજ્ય મેળવ્યાનો અર્થ જ શો? આપણે જરૂર એ મેળવ્યું, પણ તે એટલા માટે કે સત્તા આપણામાં હાથ લઈને એ સત્તાનો વિલય કરવાનું બીજી જ ક્ષણે શરૂ કરી દઈએ. પૂરો વિલય થતાં થતાં ભલે તો પચાસ વર્ષ લાગે, પણ એની શરૂઆત તો આજથી જ કરી દેવી જોઈએ.

ભાઈઓ, આ વિચારની આપણે જેટલી છણાવટ કરીએ એટલી ઓછી જ છે. સામ્યવાદી લોકો પણ એમ માને છે કે રાજ્ય ક્ષીણ થવું જોઈએ. પણ તેઓ માને છે કે આજની હાલતમાં તો રાજ્યને બને તેટલું વધારે મજબૂત કરવું જોઈએ અને એને આધારે જે કાંઈ વિરોધી શક્તિઓ છે તેમને નાબૂદ કરી નાંખીએ તે પછી રાજ્ય ક્ષીણ થવા માંડશે. એટલે કે સામ્યવાદમાં રાજ્યશક્તિને મજબૂત કરવી એ વાત તો છે રોકડી, જ્યારે રાજ્યશક્તિનો વિલય થશે એ વાત રહે છે ઉધાર! એ ઉધાર ક્યારે વસૂલ થશે, કંઈ કહેવાય નહીં. 'મને આજે તો મજબૂતમાં મજબૂત તાકાત આપી દો!' આ એનો સાર છે. અને કાલ કોણે દીઠી છે!

ઠીક. હવે જોઈએ કે 'ગાંધીવાળા' શું કહે છે? ગાંધીજીને નામે કહે છે માટે એમને 'ગાંધીવાળા' એવું સંબોધન કર્યું!×

× અર્થાત્ ગાંધીજીનું પોતાનું કંઈ આ નામનું દળ એવું નથી માનવાનું. ગાંધીજીને નામે કહેનારાઓનો અત્ર અર્થ વપરાયો છે. —સં.

એ લોકો કહે છે કે "રાજ્યસત્તા તો દરેક હાલતમાં કોઈ ને કોઈ માત્રામાં જરૂર રહેશે. ઓછી રહેશે, વહેંચાયેલી રહેશે, પુણ્યકારક રહેશે, બધું ખરું, પણ એ રહેવાની તો ખરી જ." આ એમની શ્રદ્ધા છે, ઘણાની શ્રદ્ધા છે. ઘણાય સજ્જનોની એવી ખરેખરની શ્રદ્ધા છે કે આખરે પણ આ રાજસત્તા કોઈ ને કોઈ સ્વરૂપે કાયમ રહેશે જ.

### નાહક ગાંધીજીનું નામ ન લઈએ

મને લાગે છે કે આ ગાંધી-વિચાર નથી. પરંતુ હું આ રીતે વારંવાર બોલતો નથી, એટલે કે ગાંધીજીને નામે બોલતો નથી. કેમકે ગાંધીજીને નામે બોલવાનું શરૂ કરીએ તો એમનાં જે વચન અને પોથીઓ છે તે બધાં આપણે ઉથલાવવાં પડશે અને એમાંથી વાદ-વિવાદ શરૂ થઈ જશે. અને તો, ભગવાન બુદ્ધના શિષ્યોના જેવા હાલ થયા, તે કરતાં પણ બદતર એવા આપણા હાલ થશે. એક શિષ્યે કહ્યું કે ભગવાન બુદ્ધે આમ કહ્યું, બીજાએ કહ્યું કે ના, તેમ કહ્યું. ચાર જ દિશાઓ હતી એટલે એમના ચાર જ પક્ષ થયા અને એમની વચ્ચે અંદરો અંદર લડાઈ થવા લાગી. હું માનું છું કે આપણે જો ગાંધીજીને નામે એવો વાદવિવાદ કરીશું તો આપણા તો ચાર નહીં, ચાલીસ પક્ષ પડશે!

એવું પણ કહેવામાં આવે છે કે કાશ્મીરમાં ફોજ મોકલવામાં આવી તે ગાંધીજીના આશીર્વાદથી મોકલવામાં આવી હતી. હું કહું છું કે ગાંધીજીનું જ નામ શું કામ લો છો? ગાંધીજીએ જેને માથે ચડાવી હતી એ ગીતાનું જ નામ લો ને! ગીતા આજે પણ હાજર છે. એનો આધાર ટાંકો એટલે બસ પત્યું! લોકો કહે છે ને કે ગીતામાં યુદ્ધ કરવા માટેના વિચારના બચાવની પૂરેપૂરી દલીલ મોજૂદ છે! આપણે ગમે તે કહીએ, આ વાદ હજી

સુધી મટયો નથી. તો હું કબૂલ કરું છું કે એ આધાર પણ તમારી પાસે છે જ. તો પછી એનો આધાર કેમ નથી લેતા? ત્યારે એ કહે છે કે, "એ આધાર અમે એટલા માટે નથી લેતા કે ગીતા તો આઉટ–ઑફ–ડેટ, જૂના જમાનાની થઈ ગઈ છે." તો હું એમ કહેવા માગું છું કે ગાંધીજીએ જે સંમતિ આપી હતી તે પણ આઉટ–ઑફ–ડેટ થઈ ગઈ છે. એને પણ આઠ વરસ થઈ ગયાં!

ગાંધીજીએ ૧૯૧૮માં રંગરૂટોની ભરતીને માટે કેટકેટલી કોશિશો કરી એ બધું મેં સગી આંખે જોયું છે. ફરીફરીને છેવટે તો તેઓ બીમાર પડી ગયા હતા. પરંતુ ગુજરાતમાંથી રંગરૂટ ન જ મળ્યા, ત્યારે પછી એમણે જૈન ધર્મનો અને વલ્લભ સંપ્રદાયનો વાંક કાઢવા માંડયો. કહેવા લાગ્યા કે આ લોકોએ બિલકુલ નિર્વીર્ય અહિંસા શીખવી છે. આ ૧૯૧૮ની વાત છે.

૧૯૩૯ની બીજી લડાઈ વખતે એમણે કેવી રુખ અપનાવી હતી? "આપણે સરકારની સાથે સહકાર ન કરી શકીએ. યુદ્ધમાં આપણે સક્રિય સાથ ન આપવો જોઈએ." એમના અનુયાયીઓએ ન માન્યું એટલે અનુયાયી અને ગુરુમહારાજ અલગ પડયા. અનુયાયી તો અમુક શરતે સરકારને સહકાર આપવા તૈયાર થઈ ગયા હતા. ત્યારે સામેથી સરકારે એ શરતો ના કબૂલ કરી ત્યારે પાછા ગુરુમહારાજ અને શિષ્યો એક થઈ ગયા.* આ તો આપણે સગી આંખોએ જોયું છે.

---

* આ અંગાળુ, સધાળુ અને ગાંધીજીની મનોવેદનાના ચિતારની વિગતો માટે જુએ-પં. નહેરુ કૃત Discovery of India Chap. IX (VI) "After Pearl Harbour. Gandhi and Non-violence." પૃ ૪૮૨–૮૩ પહેલી અંગ્રેજી આવૃત્તિ.

આવી દશામાં ગાંધીજીનું નામ લઈને શું કરીશું ? વિનોદની ભાષામાં તો એમ જ કહેવું પડશે કે એ માણસ બિલકુલ 'દગાબાજ' હતો ! કદી એકેય શબ્દને વળગી નહોતો રહેતો. કોઈને પણ એવો ભરોસો નહોતો કે આજે ગાંધીજીએ આવું વલણ લીધું છે એટલે કાલે કેવું લેશે ! કારણ કે તેઓ વિકાસશીલ મનુષ્ય હતા. એમનું મન હમેશાં સત્યની શોધના ખ્યાલમાં જ રહેતું, પોતાની વાતનું નાકું કઈ રીતે ઝાલી રાખવું એમાં પરોવાઈ રહેતું નહોતું. એમને સત્યનું નિત્ય નવું દર્શન થતું હતું તેથી તેઓ પહેલાં કહેલી વાતને પકડી રાખવાનો આગ્રહ નહોતા રાખતા. એમના ગ્રંથો કઈ રીતે વાંચવા તે વિશે એમણે તો લખી જ રાખ્યું છે કે મારા જૂનાં અને નવાં બધાં વચનો એક જ અનુભૂતિમાંથી નીકળ્યાં છે અને એમાં ખરું જોતાં તો સુસંગતિ છે જ. પરંતુ જો કોઈને વિસંગતિ નજરે ચડે તો એણે પહેલાંનું વાકય ખોટું માનવું અને પછી કહેલું ખરું માનવું. આ રીતે જે મનુષ્ય પ્રતિક્ષણ જાગ્રત હતો અને જેનામાં પરિસ્થિતિને સમજીને વધુને વધુ ઊંચે ચડયે જવાની શક્તિ હતી, એવા નિત્ય વિકાસશીલ સાધકના શબ્દોનો આધાર આપણે શોધીએ છીએ !

### સમસ્યામોચની ક્ષોભરહિતા શક્તિ

આપણને ખરેખર જે મુશ્કેલી નડે છે તે હું તમારી સામે રજૂ કરી રહ્યો છું. શસ્ત્રત્યાગના માર્ગમાં આપણને જે ખરેખરી અડચણ આવે છે તેના તરફ તમારું ધ્યાન ખેંચું છું. મુશ્કેલી એ છે કે આપણા દેશના આંતરિક વ્યવહારમાં, આપણાં આંદોલનોમાં અને આપણે પ્રજામાં જે કામ કરીએ છીએ તેમાં આપણે સૌમનસ્ય સ્થાપિત નથી કરી શકયા—મેં વારંવાર કહ્યું છે કે આપણે માથે પાકિસ્તાનનો જરા

નથી. પરંતુ હું કબૂલ કરવા માગું છું કે આપણા જમણા હાથને ડાબા હાથનો ડર લાગે છે અને ડાબાને જમણાનો.

એક ભાઈએ કહ્યું કે બાબા બધાને શસ્ત્રત્યાગ કરવાનું કહે છે તો ખરા, પણ સરકારી પક્ષને માટે થોડીક છૂટછાટ મૂકે છે. બાબા છૂટછાટ એટલા માટે મૂકે છે કે એને અંદરની વાત ખબર છે. એનો થોડોક ઇશારો મેં મારા વ્યાખ્યાનમાં કર્યો પણ ખરો. આપણા લોકોને, હિંદુસ્તાનની પ્રજાને હિંસા ઉપરનો વિશ્વાસ હજી છેક ઊઠી ગયો નથી. તેથી આપણે કમજોર છીએ. એ જ કારણે પૂરેપૂરો શસ્ત્રત્યાગ કરવો એ આપણે માટે હજી શક્ય નથી. હિંદુસ્તાનમાં કોઈ પણ સાર્વજનિક કાર્ય, કોઈ પણ જાતનું આંદોલન હોય તો તે પણ, કોઈ પણ જાતનો ખોટો ખળભળાટ પેદા થયા વિના ચલાવી શકાય એટલું સારું માનસ જો દેશમાં નજરે ચડતું હોત અને મને-તમને એવી અનુકૂળ પરિસ્થિતિ દેશમાં છે જ એવી હૈયે ધરપત હોત, તો બાબા મનમાં જરાકે સંદેહ રાખ્યા વિના કહી દેત કે બધાં જ શસ્ત્રો ફેંકી દો, શસ્ત્રત્યાગ કરો! માટે આજે તો આપણે મનમાં એ વાતનું વારંવાર મંથન કરવું જોઈએ કે આપણે કઈ રીતે દેશમાં કલ્યાણકારી નવી શક્તિ નિર્માણ કરીએ કે જે સમસ્યાઓનો ઉકેલ તો લાવી જ શકે, પણ સાથોસાથ કોઈપણ જાતની ગરબડ ન ઊભી થવા દે. સમસ્યાઓનો ઉકેલ કરનારી અર્થાત્ સમસ્યામોચની, ક્ષોભરહિતા એવી શક્તિની આવશ્યકતા છે અને ભૂદાનયજ્ઞ દ્વારા આપણે એની જ શોધ ચલાવી રહ્યા છીએ.

### નિરુપાધિક બનીએ

તમારે બધાંએ આની જ શોધમાં લાગવાનું છે. તેથી હું

એક વાત જે વારંવાર કહ્યા કરું છું, તે એ કે આપણી બુદ્ધિને આપણે કોઈ પણ પ્રકારની ઉપાધિથી–વળગણથી–અંધાવા ન દઈએ. 'હું બ્રાહ્મણ છું,' એ એક જાતનું વળગણ થયું, ખોટી ઉપાધિ થઈ. 'હું ફલાણી ભાષા વાળો છું,' 'ફલાણા ધર્મનો છું,' 'મારો ઠીકણો સંપ્રદાય છે,' 'મારો તો ફલાણો રાજકીય પક્ષ છે,'—આવી બધી ઉપાધિઓનાં બંધનો તોડયા વિના અહિંસાની શક્તિના વિકાસને માટે આપણી બુદ્ધિ કામ નહીં આપે. સૂર્યનારાયણ પ્રગટે છે ત્યારે એમની સામે કોઈ પણ પ્રકારના ભેદ ટકતા નથી, એ સૌની સમાન ભાવે સેવા કરે છે. આપણે જો ઉપાધિવાળા રહીશું તો સૂર્યની જેમ કંટાળ્યા વિના ( સૂર્યવત્ ઉદાસીન થયા વિના ) અહિંસાની શોધ નહીં કરી શકીએ. આપણે તો બધાથી સમાન ભાવે નિર્લેપ થવું જોઈએ. આપણે બધાં પ્રત્યે અભિમુખ થઈએ, બધાંની સામે જોઈએ. બધાંની સામે આપણે હોઈએ, બધાંને માટે સમ્મુખ બનીએ. બધાને પ્રેમ કરીએ, પરંતુ બધી ઉપાધિઓ અને વળગણોથી મુક્ત રહીએ. લોકો એમ કહેતા હોય છે કે સ્નેહસંબંધ બાંધવા જોઈએ. હું એના જવાબમાં કહું છું કે સ્નેહ વધવો જોઈએ, સંબંધની જરૂર નથી.

### પૂર્ણ પ્રેમ માટે અનાસક્તિ

આજે 'કુરલ'માં ( તામિલ વેદમાં ) મેં આ જ વિચાર, બિલકુલ આવી જ ભાષામાં જોયો ત્યારે મને ઘણો આનંદ થયો. એમાં કહ્યું છે કે જો મિત્રતાની ભાવનાનો વિકાસ કરવા ઇચ્છતા હો તો ભલે કરો. પણ એને માટે 'પુનર્મિ'ની જરૂરત નથી, 'ઉનર્મિ'ની જરૂર હોવી જોઈએ. એક ભાઈએ મને પૂછયું કે પ્રેમભાવના વધારવા માટે શું કરવું જોઈ.

ત્યારે મેં કહ્યું કે અનાસક્ત થવું જોઈએ. થોડાક લોકોની સાથે, થોડીક સંસ્થાઓની સાથે, થોડાક સંપ્રદાયો સાથે, જો આસક્તિ બંધાયેલી રહેશે તો આપણે સૌની સાથે સમાન ભાવે વર્તી નહીં શકીએ. ધારો કે એક કુંડાળું છે. એ કુંડાળાની લીટી પર ઘણાં બિન્દુઓ છે. એ બિન્દુઓ પૈકી હું જો એક ટપકું બનું તો એ કુંડાળા પર બીજાં જેટલાં બિન્દુઓ છે તે દરેકથી હું સરખે અંતરે નહીં રહી શકું. એક બિંદુ મારી છેક પાસે હશે તો બીજું છેક દૂર હશે. હવે જો તમામ બિંદુઓથી સરખે અંતરે રહેવાની મને ઈચ્છા હોય તો મારે કુંડાળાની વચ્ચોવચ મધ્યબિંદુ પર રહેવું જોઈએ, કુંડાળાની લીટી અર્થાત્ પરિઘ પર ન રહેવું જોઈએ. આનું જ નામ છે નિષ્પક્ષ વૃત્તિ. આપણે પક્ષોમાં પડીને, મતમતાંતરમાં પડીને, સંપ્રદાયોમાં સપડાઈને, ઉપાધિઓ—બંધનો વહોરી લઈએ છીએ અને તેથી અમુક લોકોની ખૂબ જ નજીક આવીએ છીએ જ્યારે બીજા લોકોથી ખૂબ છેટા પડી જઈએ છીએ. તેથી જો અહિંસાની શક્તિનો વિકાસ કરવા માંગતા હોઈએ તો ઉપાધિ રહિત થવું જ પડશે.

કેટલાક જણ મને કહે છે કે તમે આ બધી વાતો તો કરો છો, પણ જો તમને જ ઉપાડીને પેલી ખુરશી પર બેસાડી દઈએ, રાજ ચલાવવા, તો તમે પણ એમના જેવી જ વાતો કરવા મંડી જાવ! તો હું કહું છું કે આજે મારી બુદ્ધિ જે રીતે કામ કરે છે તેવી બુદ્ધિ સાથે હું એવી ખુરશી પર બેસું જ શેનો? મારી બુદ્ધિ જ્યાં સુધી આજે કામ કરે છે તે જ રીતે કામ કરશે ત્યાં સુધી એ ખુરશી પર બેસવાનો મારે માટે સવાલ જ પેદા થતો નથી. હા, મારી

આજની બુદ્ધિ બદલાઈ ગઈ હોય તો જ એ લોકો બોલે છે તેવું હું બોલું.

### વિશ્વયુદ્ધ દૈવી છે, પણ હુલ્લડો આસુરી છે

મૂળે સવાલ એ છે કે આપણે જનતાને કઈ દિશામાં લઈ જઈશું ? લોકો થોડું પણ હુલ્લડ કરે છે ત્યારે મારા દિલમાં વ્યાકુળતા વ્યાપી જાય છે. મને ખૂબ જ તીવ્ર વેદના થાય છે. બીજા લોકો ડરે છે, વિશ્વ યુદ્ધથી. હું તો વિશ્વયુદ્ધને કહું છું આવી જા ! તારે જેટલું જલદી આવવું હોય એટલું જલદી આવી જા ! હું તો એને બોલાવું છું અને એને 'દૈવી' કહું છું. વિશ્વયુદ્ધ મનુષ્ય નથી આણતો, એ તો પરમેશ્વર લાવે છે. પરમેશ્વર જ્યારે સંહાર માંગે છે ત્યારે એ વિશ્વયુદ્ધ લાવે છે. ભગવાન કૃષ્ણનો અવતાર શા માટે થયો હતો ? તો કહે છે કે ભૂમિનો ભાર ઉતારવા માટે. ભૂમિનો ભાર ઉતારવા માટે એમણે કૌરવોનો સંહાર કરાવ્યો, પાંડવ પક્ષનો પણ સંહાર કરાવ્યો. તે પછી ભગવાન ગાંધારીને મળવા ગયા. ત્યારે ગાંધારી એમને કહે છે, " તેં જ આ બધો સંહાર કરાવ્યો છે, તારાં જ કરતૂત છે ! " આમ સ્વભાવે તો એ સાધ્વી શાંત હતાં. પરંતુ તે વખતે એ ખૂબ જ અકળાઈ ગયાં હતાં, કેમકે એમના પુત્રો વધેરાઈ ગયા હતા. એટલે એ બોલ્યાં, " તું શું સમજે છે ? તેં કૌરવોને મરાવ્યા, પાંડવોને મરાવ્યા, તો શું તારા યાદવો બચી જવાના છે ? એમનો પણ જરૂર સંહાર થશે." ભગવાન હસ્યા અને માત્ર એટલું જ કહી દીધું, " यद् भावति तद् भविष्यति–તમે જે ધારો છો તેમ જ થશે." એટલે ભગવાન જ્યારે ઇચ્છે છે ત્યારે એ વિશ્વયુદ્ધ પેદા કરે છે. એની મને જરાયે ચિંતા નથી. પરંતુ મુંબઈનાં હુલ્લડો, ઓરિસ્સાના બનાવો, એ

હૃદયને દુઃખીદુઃખી કરી નાંખે છે. આવું બધું જો આજે હિંદુસ્તાનમાં ન થતું હોત તો આ બાબા છાપરે ચઢીને પોકાર પાડત કે હિંદુસ્તાનની સૌથી પહેલી ફરજ છે કે આજે ને અત્યારે જ એ તમામ હથિયારો ફેંકી દે. આપણા શસ્ત્રત્યાગમાં પાકિસ્તાન જરાયે આડું આવતું નથી. આ બેંતાલીસની ચળવળમાંથી આપણે જે એક મુરખાઈ ( હુલ્લડબાજીની) શીખી લીધી છે અને જેનો મહાવરો આપણે રોજે રોજ ચાલુ રાખીએ છીએ, તે જ આપણે માટે મોટામાં મોટી બીક છે.

## અહિંસાના વિકાસ માટે વિદેહીભાવ

હિંદુસ્તાનમાં સાર્વભૌમ પ્રેમ (બધે, બધાને માટેનો પ્રેમ) ઉત્પન્ન કરવો એ આપણા આ સર્વોદય સમાજનું કર્તવ્ય છે. અને બધી રીતે ઉપાધિ વિનાની–નિરુપાધિક વૃત્તિ લોકોના દિલમાં જગાડવી એ પણ આપણું કામ છે. આજે મહાદેવીએ મને કહ્યું કે અહીં ઘણાં વ્યાખ્યાન થયાં, પણ સ્ત્રીઓ માટે કંઈ કહેવાયું નહીં. અહીં આટલી બધી સ્ત્રીઓ આવી છે તો એમને માટે પણ કંઈક કહો. વારંવાર વિશ્વાસપૂર્વક એવી વાત કરવામાં આવે છે કે પુરુષો કરતાં સ્ત્રીઓના દિલમાં અહિંસા વધારે હોય છે. પણ મારો વિશ્વાસ તો એવો છે કે અહિંસાનો વિકાસ જે પુરુષ હશે તે નહીં કરે, જે સ્ત્રી હશે તે પણ નહીં કરે; પરંતુ અહિંસાનો વિકાસ તો તે લોકો કરશે કે જે પુરુષ કે સ્ત્રી બેયમાં નથી રહ્યાં, જે બંનેથી ભિન્ન આત્મસ્વરૂપ બન્યાં છે. જ્યાં સુધી આપણે આપણાં મનને પણ શરીરના આવરણમાં ઢાંકીને, ફસાવીને બેઠાં હોઈએ ત્યાં સુધી અહિંસાનો વિકાસ આપણે હાથે ન થઈ શકે. તમે કહેશો કે આ તો બહુ કઠણ વાત કહી. હું કહેવા માંગું છું કે મેં કશી

જ કઠણુ વાત નથી કહી. જે સત્ય વસ્તુ છે, તે જ કહી છે. મને દૃઢ વિશ્વાસ છે કે એક બાળકને પણ દેહથી ભિન્ન એવા આત્માનું ભાન કરાવી શકાય છે.

કેટલાક લોકો મને પૂછે છે કે નઈ તાલીમની વ્યાખ્યા કરો. અનેક જાતની વ્યાખ્યાઓ કરવામાં આવે છે. કહે છે કે ઉદ્યોગ દ્વારા જે તાલીમ અપાય છે તે નઈ તાલીમ છે. પણ જે તાલીમ દ્વારા શરીર અને આત્માના પૃથક્કરણની (જુદાપણાની) ભાવના બાળકોમાં પેદા થશે, 'હું આ દેહ નથી, પણ દેહથી નોખો :એવો આત્મા છું', એ જાતની પ્રતીતિ બાળકોને થશે, એ સર્વોત્તમ શ્રેષ્ઠ તાલીમ છે. એને ફાવે તો નઈ તાલીમ કહો, ફાવે તો પુરાણી તાલીમ કહો.

## ગાંધીજીની ઉત્તમ છબી–સૂત્રાંજલિ

આ વરસે આપણે જે કામ કર્યું અને એનાથી આપણો ઉત્સાહ વધ્યો તે વિશે એક વાત કરવી છે. અને તે એ કે આ વરસે સૂત્રાંજલિ કંઈક ઠીક મળી છે. છએક લાખ કરતાં કંઈક વધારે આંટીઓ એકઠી થઈ છે. પાંચ વરસથી એ કામ ચાલી રહ્યું છે ત્યારે આ વરસે કંઈક કહેવાજોગ કામ થયું છે, પણ તેય ઘણું ઓછું છે. ઓછામાં ઓછા દર સો માણસે એકની આંટી મળવી જોઈએ એ હિસાબે તો ૩૬ લાખ આંટીઓ મેળવવાની થાય! આમ, તો આ તદ્દન નાની વસ્તુ છે, પણ એ જેટલી નાની છે, તેટલી જ શક્તિશાળી પણ છે. દરેક મનુષ્યને આમાં શરીર પરિશ્રમની, અહિંસાની, પ્રેમની અને ત્યાગની દીક્ષા મળે છે. આટલી બધી વિવિધ દીક્ષાઓ એક નાની સરખી આંટીમાં સમાયલી છે. સર્વોદયને માટે કેટલા મત મળે છે એનો કંઈક કયાસ આપણે સૂત્રાંજલિ મારફતે

કાઢી શકીએ છીએ. તેથી હું કહું છું કે સૂત્રાંજલિને તો ખૂબ ખૂબ આગળ ધપાવવી જોઈએ.

હમણાં બે મહિના પર મલકાનીજી મને મળવા આવ્યા હતા. કૉંગ્રેસ વિશે વાત કરતા હતા કે કૉંગ્રેસથી રચનાત્મક કાર્ય થઈ શકશે કે નહીં ? એ વાતનો વિષય હતો. મેં એમને પૂછ્યું કે "અમૃતસરમાં ઠક્કરભાઈના પ્રયત્નથી સૂત્રાંજલિ એકઠી કરવામાં આવેલી. ૧૨મી ફેબ્રુઆરીનો સૂત્રાંજલિનો એ દિવસ હતો. તેમાં પાર્લામેન્ટના જે કૉંગ્રેસી સભ્યો છે તેમાંથી કેટલી આંટીઓ મળી ?" ત્યારે મલકાનીજીએ કહ્યું કે, "હશે દસ–બાર કે પંદર." મને ખબર નથી કે એ અંદાજ બરાબર છે કે પછી એથી વધારે થઈ હશે, પણ બહુ વધારે તો નહીં થઈ હોય, કારણ કે થઈ હોત તો સામી આવત ને ! ત્યારે મેં કહ્યું કે પાર્લામેંટના તમામ સભ્યોની, ઓછામાં ઓછા જેટલા કૉંગ્રેસવાળા છે એમની બધાની એક એક આંટી અમૃતસરમાં મળી જાત તો એ મારે માટે બહુ આશા ઉપજાવે તેવું થાત.

એક વાર મારી પાસે ગાંધીજીનાં ચિત્રોનું એક ભારે મોટું આલ્બમ આવેલું. મોટાં મોટાં સુંદર ચિત્રો એમાં હતાં. આપણી સરકારે એ પ્રસિદ્ધ કર્યું છે. પણ હું જ્યારે સૂતરની આંટી જોઉં છું ત્યારે એમાં ગાંધીજીનું અનુપમ રૂપ મને દેખાય છે. એટલી અદ્‌ભુત એમની છબી બીજે ક્યાંય મેં જોઈ નથી. તેથી મારું કહેવું છે કે તમે બધા લોકો આ કામ કરો અને કેવળ શ્રમદાન પર આ આંદોલન ચાલી શકે છે એ સિદ્ધ કરી આપો. શ્રમદાનનો સર્વોત્તમ અને સર્વસુલભ પ્રકાર તે આ સૂત્રાંજલિ છે.

✿

૬

# વિશ્વશાંતિયજ્ઞનો બીજો મંત્ર

હમણાં આપણે બધાએ પરમેશ્વરનું અત્યંત તન્મયતાથી ધ્યાન ધર્યું તેથી ઘણો આનંદ થયો. આપણે નિદ્રામાં આપણી ભિન્નભિન્ન વિવિધતાઓને ભૂલી જઈએ છીએ અને એકરૂપ થઈએ છીએ. તેવો જ અનુભવ ધ્યાનમાં થાય છે. નિદ્રામાં કોઈ પ્રકારની ન્યૂનતાઓ કે ઉચ્ચતાઓ નથી રહેતી. ધ્યાનમાં તેવી જ અનુભૂતિ થાય છે. પરંતુ ધ્યાનની અનુભૂતિ નિદ્રાની અનુભૂતિથી ઘણી જ ઊંચી કક્ષાની છે. કેમકે નિદ્રાની અનુભૂતમાં મનુષ્ય લગભગ શૂન્યતામાં પહોંચી જાય છે, પરંતુ જાગૃતિવાળા ધ્યાનમાં આપણે આપણા અસ્તિત્વનો અનુભવ કરીએ છીએ. એટલે મનુષ્યને પોતાના વ્યવહારમાં આ ધ્યાનજન્ય અનુભૂતિ ઘણી જ કામ લાગે છે.

**ભેદ-વિરોધ-યુદ્ધની સાંકળને તોડવા માટે ધ્યાનયોગનો પદાર્થપાઠ**

આપણે સૌ ઇચ્છીએ છીએ કે આપણાં ચિત્તને શાંતિ મળે, આપણને સુખ લાધે. નિદ્રાનો અને ધ્યાનનો બંનેનો અનુભવ બતાવે છે કે ભેદભાવોને આપણે જેટલા ભૂલી શકીશું તેટલી જ માત્રામાં આપણને શાંતિ અને સુખ લાધશે. ભેદોને વધારવા એ શાંતિ અને સુખ મેળવવાનો ઉપાય ન થઈ શકે. પરંતુ આપણે તો કૃત્રિમ જીવન દ્વારા અનેક પ્રકારના ભેદો વધાર્યે જ જઈએ છીએ. ભેદો જ્યારે તીવ્ર સ્વરૂપ ધારણ કરે છે ત્યારે એ વિરોધમાં રૂપાંતર પામે છે. અને વિરોધ જ્યારે તીવ્ર બને છે ત્યારે એમાંથી યુદ્ધ આદિ પેદા થાય છે. આ રીતે ભેદ, વિરોધ અને યુદ્ધની પરંપરા સતત ચાલુ છે. આ બધી પરંપરાઓને તોડવાનો એક ઉપાય એ છે કે આપણે બને તેટલી સમતા લાવવાનો અને અભેદમય જીવન જીવવાનો પ્રયાસ કરીએ. તેથી જ સત્પુરુષોએ, મહાપુરુષોએ અને ધર્મપ્રચારપ્રવક્તાઓએ

જે કાંઈ કોશિશ કરી છે તે બધી આપણને ભેદમાંથી અભેદમાં લઈ જવાની જ કરી છે. ભેદમાંથી અભેદમાં જવાની જે પ્રક્રિયા હોય છે તેને જ સાધનામાર્ગ કહે છે. વ્યક્તિને માટે આધ્યાત્મિક સુખનો જે ઉપાય હોય છે તે જ સમાજને માટે શાંતિનો ઉપાય છે. તેથી ધ્યાન આદિ જે ઉપાય વ્યક્તિની સમૃદ્ધિ અને આધ્યાત્મિક ઉન્નતિને માટે લેવામાં આવે છે તે જ સામૂહિક રીતે સમાજની ઉન્નતિને માટે કામ લાગે છે.

### ભગવાન બુદ્ધ અને આપણી રાષ્ટ્રીય જીવનનિષ્ઠા

ધ્યાનમાં આપણે આપણી વિવિધ વૃત્તિઓ અને શક્તિઓને એક કેન્દ્રમાં આણીએ છીએ. સામાજિક સંતુલન અને સામાજિક સૌખ્યને માટે એવું જ કરવાનું હોય છે. એક જીવનનિષ્ઠા ઠરાવીને જીવનની બધી શાખાઓને એ નિષ્ઠા પ્રત્યે લઈ જવાની હોય છે. 'એ જીવનનિષ્ઠા કઈ?' એ વિશે ભલે કાંઈ ને કાંઈ વિચારભેદ હોઈ શકે, તેથી તો દુનિયામાં ભિન્નભિન્ન પંથો છે, પરંતુ આજે તમામ દુનિયા અને આપણો દેશ પણ, દુનિયામાં જાગેલી અશાંતિ અને વેર-વિરોધ કઈ રીતે મટે, એની ઝંખના કરે છે. અને તેથી જ આજકાલ ઘણીને ઘણીવાર ભગવાન બુદ્ધનું સ્મરણ હૈયે ચઢી આવે છે. આપણે હમણાં જોયું કે બુદ્ધ ભગવાનની પુણ્યતિથિને નિમિત્તે બધાં રાષ્ટ્રોમાં અને આપણા આ દેશમાં પણ ઠેકઠેકાણે ઉત્સવો થયા. અને દરેક જગ્યાએ 'કરુણા વધવી જોઈએ, ભેદ મટવા જોઈએ' એવા અર્થનાં ઉચ્ચારણ થયાં. દુનિયાને આજે એની જ ભૂખ છે અન એની જ તરસ છે.

### 'ભય-શસ્ત્ર-ભય'નું દુષ્ટચક્ર કોઈ કે તો તોડવું પડશે

પરંતુ એક દુષ્ટચક્ર ચાલે છે એમાંથી કઈ રીતે મુક્તિ મેળવવી એ ઘણાખરાને સમજાતું નથી. અલગ અલગ દેશો એકમેકથી ડરે છે અને એમ જાહેર કરે છે કે બીજાને કારણે પોતાને લાચારીથી

શસ્ત્રસામગ્રી વધારવી પડે છે. પાકિસ્તાન સમજે છે કે હિંદુસ્તાનની તાકાત પહેલેથી વધારે છે જ, તેથી અમારે શસ્ત્ર-અસ્ત્ર વધારવાં રહ્યાં. એ જ રીતે હિંદુસ્તાન પણ વિચારી શકે છે. એ જ રીતે અમેરિકા અને રશિયા પણ માંહોમાંહે એકમેકની બીકનાં કારણ બની રહ્યાં છે.

આ દુષ્ટચક્રને હવે હિંમતપૂર્વક તોડવું પડશે. આપણી બીકે બીજા હથિયાર વધારી રહ્યાં છે અને એમની બીકે આપણે પણ એવું જ કરી રહ્યા છીએ. કોશિશ એ ચાલે છે કે બંને પક્ષો મળીને કંઈક ઘટાડો કરવાનું બંનેની સંમતિથી ઠરાવે. એ પ્રયત્નો પણ જો પ્રામાણિક હોય તો એમાંથી પણ કાંઈક નીપજે ખરું. પરંતુ એ પ્રયત્નમાં પણ પરસ્પર અવિશ્વાસ રહે તો એ સફળ ન થઈ શકે. પરંતુ વાસ્તવિક છુટકારો તો પરસ્પર સંમતિથી કામ કરવામાં નહીં, પરંતુ પોતાની જ એકલાની હિંમતથી કામ કરવામાં સમાયો છે. હું એમ નથી કહેતો કે પરસ્પર સંમતિથી આ રીતે પ્રયત્ન કરવો એ વૃત્તિ ખોટી છે. એ પણ એક વૃત્તિ છે અને એનો પણ એક ઉપયોગ છે. પરંતુ એની રાહ જોતાં બેસી રહીશું તો ઉગારો નહીં થાય. એટલે જ આસપાસની પરિસ્થિતિ શાંતિને માટે અનુકૂળ છે એ સમજીને, કોઈકે તો વિશ્વાસપૂર્વક અને હિંમતપૂર્વક આગળ વધવું પડશે.

### અંધકાર ઘેરાય છે? તો પ્રકાશ વધારીએ!

હું માનું છું કે સર્વોદય સમાજની સામે સૌથી મોટી કોઈ સમસ્યા હોય તો તે આ જ છે. સર્વોદય સમાજનું કર્તવ્ય છે કે આપણા દેશમાં આવી હવા તૈયાર કરે જેથી જનમાનસ એ દિશામાં અને આપણી સરકાર પણ બીજા દેશોને રસ્તે ન જતાં સાચે રસ્તે કદમ માંડવાની હિંમત બીડી શકે. આવા વિચારથી મેં એટલે સુધી કહેવાની હિંમત કરી છે કે સામાવાળો બળ વધારવા માટે લશ્કર વધારી રહ્યો છે તો આપણે આપણું બળ વધારવા માટે શસ્ત્ર

ઘટાડવાનું વિચારવું જોઈએ. સામે જો ઘનઘોર અંધકાર ઘેરાતો દેખાતો હોય તો એનો ઉપાય એ જ છે કે આપણી પાસે જે પ્રકાશ છે તે ઓછો પડે છે એમ સમજીને આપણે એને વધારીએ.

### વિનોબા, રાજાજી અને નેહરુની આંતરિક ઈચ્છા

મને કહેતાં ખુશી ઊપજે છે કે આજે રાજાજીએ આ જ વિચારને પોતાનો સબળ ટેકો આપ્યો. એમાં અમે કાંઈ આપણી સરકારને પણ ઉપદેશ આપવા નીકળ્યા નથી, કેમકે અમે જાણીએ છીએ કે આપણા નેતા જે આજે સરકારમાં છે તેઓ, જો તમારી સમક્ષ હું આજે વિચાર રજૂ કરું છું તેને માટે દેશ તૈયાર હશે, તો પોતે તો એકદમ તૈયાર થઇ જશે એમાં શંકા નથી.

### જનતા સરકાર અને સર્વોદય સમાજ

આમાં બેય બાજુની વાત હોય છે. કંઇક અંશે સરકાર હિંમત દાખવે તો લોકોની હિંમત વધે છે અને કંઇક અંશે લોકો હિંમત દેખાડે તો સરકારની પણ હિંમત વધે છે, અને બન્નેની હિંમત ત્યારે ચાલે જ્યારે સર્વોદય સમાજ જેવી વિચાર-સંસ્થા રાષ્ટ્રને એ દિશામાં લઈ જવાની કોશિશ કરતી હોય. આજે દેશની સામે અનેક જાતના કોયડા પડયા છે પણ સૌથી મોટો કોયડો આગળ આવે ત્યારે બીજા પ્રશ્નો ફીકા પડી જાય છે. તેથી સર્વોદય સમાજે પોતાની જવાબદારી બરાબર સમજી લેવી જોઇએ. સર્વસામાન્ય ચિંતનનો જે સ્તર છે, ભિન્ન ભિન્ન રાજકીય પક્ષનો જે સ્તર છે, એ આ બાબતમાં ખપ લાગવાનો નથી. તેથી રાજાજીએ એક સખત શબ્દ આજે વાપર્યો. એમણે કહ્યું કે જે મનુષ્યના મનમા પાકિસ્તાનનો ડર હોય એમણે સર્વોદય સમાજ છોડી દેવો જોઈએ. આ જે એમણે કહ્યું તે કોઇ એકાદી વ્યક્તિના વ્યક્તિગત ભયને વિશે નથી કહ્યું. એમના કહેવાનું તાત્પર્ય એ જ હતું કે સર્વોદય સમાજ જો એમ માનતો હોય કે આજની સ્થિતિમાં આપણા દેશે શસ્ત્ર વધારવાં ઘટે તો સર્વોદય સમાજ એના જે દાવા છે તેને લાયક ન ગણાય.

### દ્વિવિધ ઉપાય-વિદેશ અંગે અભય અને દેશમાં શાંતિની શક્તિનું નિર્માણ

આ વિષયનાં બે અંગ છે. એક અંગ એ છે કે બહારના કોઈ આક્રમણનો ભય આપણે ન સેવીએ અને તેથી આપણી તૈયારી શાંત હોય. આપણા પડોશી અને આસપાસના દેશોને અંગે આપણા મનમાં નિર્ભયતા અને શાંતિ હોવાં જોઈએ. બીજું અંગ એ છે કે આપણા દેશની અંદર આપણે જેટલાં કામ કરીએ તે બધાં શાંતિને પોષક હોવાં જોઈએ, શાંતિની શક્તિને વધારનારાં હોવાં જોઈએ. તમે જોયું કે મેં 'શાંતિ'ની સાથે 'શક્તિ' શબ્દ સાંકળી લીધો. નહીં તો દેશમાં શાંતિ જાળવવાનો અર્થ લગભગ 'સ્થિતિસ્થાપકતા' એવો થઈ જાય છે, જેમાં આગળ વધવાનો અવકાશ નથી રહેતો. પરંતુ દેશમાં જે કોયડાઓ છે એના ઉકેલ જરૂર નીકળવા જ જોઈએ અને તે શાંતિપૂર્વક નીકળવા જોઈએ. તેથી મેં 'શાંતિ'ની સાથે 'શક્તિ'ને સાંકળી લીધી.

**આક્રમણ કરી શકે એવી શાંતિ !**

મારા કહેવાનું તાત્પર્ય એ છે કે એ શાંતિ અભાવાત્મક (નૅગેટિવ) નહીં હોય પણ ભાવાત્મક (પૉઝિટિવ) હશે. અર્થાત્ એ શાંતિ આક્રમણ*

* 'શાંતિનું આક્રમણ' એ એક આલંકારિક શબ્દપ્રયોગ છે, જેમ 'અહિંસક યુદ્ધ' હતો તેમ. આપણી ધીરતા અને વીરતાભરી શાંતિનો પડોશીને ચેપ લાગ્યા વિના રહેતો જ નથી. આમ શાંતિ સંક્રમણ કરે છે. એને માટે 'આક્રમક શાંતિ', 'આક્રમક પ્રેમ' વગેરે શબ્દો વિનોબા વાપરે છે. અલબત્ત મનુષ્યના વ્યક્તિગત જીવનમાં સ્થૂળ રીતે આક્રમક જ ગણાય એવો પ્રેમનો આવિર્ભાવ પણ જોવા મળે છે ખરો, જેમકે ઑપરેશન, બાળકને પરાણે ભણાવવું, જમવામાં આગ્રહ, ઈત્યાદિ. પરંતુ એની પાછળ આત્મીયતા જેટલી સ્પષ્ટ હોય છે તેટલી જ સ્પષ્ટ આત્મીયતા સામૂહિક જીવનમાં સિદ્ધ કરવી અને પ્રેમાક્રમણનું કોઈ નક્કર સ્વરૂપ પ્રગટ કરવું એ અહિંસાનો હજી હવે પ્રગટ થનારો પ્રકાર છે. રાષ્ટ્રીય જીવનમાં આના પ્રયોગો થવા બાકી છે. તે પહેલાં આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં તેવા કોઈ પ્રયોગની કલ્પના સંભવી ન શકે. એટલે અહીં શાંતિનું આક્રમણ એ સંક્રમણના અર્થમાં જ લેવાનું છે.

કરવાની શક્તિ ધરાવતી હશે. આ રીતે દેશની બધી આંતરિક સમસ્યાઓનો ઉકેલ આણવો અને સર્વોદય સમાજમાં શાંતિની શક્તિ પ્રકટ કરવી એ આપણું એક કાર્ય હોવું જોઈએ. હું માનું છું કે સર્વોદય સમાજની સામે આ એક મોટું કર્તવ્ય ખડું છે.

મને આશા છે કે જે રાજનૈતિક પક્ષો ભિન્ન ભિન્ન પ્રકારે વિચારે છે તેઓને પણ આ વાતનું મહત્ત્વ સમજાશે. હું જાણું છું કે તેઓ પણ શાંતિ ઝંખે છે. તેઓ એટલું જ માનતા હોય કે શાંતિની જરૂર છે તો સર્વોદય સમાજની સાથે એમની વાત થઈ શકશે.

**—તો પાકિસ્તાનને પણ પરિસ્થિતિનું ભાન થઈ જશે**

હું માનું છું કે નિર્ભયતા સહિત આપણે કહી શકીએ તેમ છીએ કે આપણા દેશની પાસે આજે જેટલી શસ્ત્રશક્તિ છે એથી વધારે હરગિજ નહીં વધારીએ, ભલે પાકિસ્તાનને વધારવી હોય તો વધારે અને એ વધારે તોયે અમને એથી કશો જ ભય નહીં લાગે. તો પાકિસ્તાનને પણ પરિસ્થિતિનું ભાન થઈ જશે કે જે પોતાનું શસ્ત્રબળ વધાર્યે જશે એ પોતે જ પોતાના પગ પર કુહાડો વીંઝવાને છે. આપણને અવશ્ય એ વાતનું દુઃખ તો થશે જ કે આપણો પડોશી દેશ વિનાશને પંથે પરવરી રહ્યો છે. પણ એને વિનાશને રસ્તે જતો અટકાવવાનો ઉપાય પણ એ જ છે કે આપણે હથિયાર નહીં વધારીએ, હિંમતપૂર્વક ઘટાડી શકીએ તો ઘટાડીશું.

**આ ટીકા નથી અંતર-નિરીક્ષણ છે**

હું જાણું છું કે આ વાતને માટે આજે દેશ તૈયાર નહીં થાય. તોયે ક્યારેક તો એને માટે દેશને તૈયાર કરવો જ પડવાનો છે. મને એ પણ ખબર છે કે જેઓ સરકારમાં છે. તેમની સામે અનેક જાતના વિચારો રજૂ થશે, એમને, એવી માહિતીઓ પણ હશે જેની આપણને જાણ પણ નહીં હોય. તેથી મેં કહ્યું કે આમાં હું કોઈના ઉપર

ટીકા કરવાની વૃત્તિ નથી ધરાવતો. પરંતુ કેવળ અંતરનિરીક્ષણની દૃષ્ટિ રાખું છું અને એ જ દૃષ્ટિથી વિચારું છું.

**સમય વરતે સાવધાન!**

દુનિયાની પરિસ્થિતિનું જે અવલોકન હું કરી શકયો છું એને જ આધારે મારા મનમાં વિશ્વાસ બંધાયો છે કે હિંદુસ્તાન જો પોતાની સેના અડધી કરી નાંખે અથવા તદ્દન વિખેરી નાંખે તો દુનિયાની સામે એક નવો માર્ગ ખૂલી જશે અને હિંદુસ્તાનનું પણ ભલું થશે. આજે દુનિયાનું જે દર્શન મારી સમક્ષ છે તે એ વાત ચીંધી રહ્યું છે કે આવું પગલું ભરવા માટે આ સમય ખૂબ જ અનુકૂળ છે.

તો હું ઇચ્છું છું કે આપણા દેશવાસીઓ અને સર્વોદય સમાજના સેવકો આ વાત પર ગંભીરતાથી વિચાર કરે. આ ઉપર ઉપરથી વિચારવાનો વિષય નથી. એને માટે ખૂબ ઊંડાણમાં ઊતરવું પડશે. આજની ચૂંટણીની પદ્ધતિ, આજની સામાજિક અને આર્થિક વ્યવસ્થા પણ એની સાથે સંબંધ ધરાવે છે. એ બધા પર વિચાર, ચિંતન અને મનન કરવાં પડશે.

**—વિનોબા**



# લોકનીતિની સ્થાપના

મને એક વાતથી ભારે આનંદ થાય છે કે સર્વોદય સંમેલન તરફ લોકોની રુચિ રોજ-બ-રોજ વધતી જાય છે. અહીં આવનારાઓને કોઈ સત્તા મળવાની છે, કે બીજો કોઈ લોભ છે એવું પણ નથી. ફક્ત પરસ્પર પ્રેમનો વધારો કરવા, દેશની સેવા કેવી રીતે થઈ શકે તેની ચર્ચા કરવા, અને કંઈક આત્માની ઉન્નતિનું સાધન મેળવવા અહીં લોકો આવે છે.

અહીં આવનારનો આ સિવાય બીજો કોઈ હેતુ હોઈ ન શકે. કોઇમાં રજો-ગુણ ખૂબ વધારે હોય તો એને કીર્તિની લાલસા હોઈ શકે. પરંતુ એ માફ કરી શકાય તેમ છે, એટલું જ નહીં કંઈક અંશે માનને પાત્ર છે. ગીતામાં કહ્યું છે કે સત્કીર્તિ પણ સ્વીકાર્ય છે, શરત એટલી જ કે એ સારાં કામોમાંથી પ્રાપ્ત થતી હોય. આમ ગીતાએ એનો સ્વીકાર કર્યો છે. પરંતુ આધ્યાત્મિક દૃષ્ટિએ સત્કીર્તિ પૂરતી નથી. ટૂંકમાં, અહીં વધુમાં વધુ દોષ થાય તો તે આ થઈ શકે, એ સિવાય બીજો દોષ શક્ય નથી. હમણાં હમણાં નથી, બાકી પહેલાં કેટલાક લોકોને એવો ડર લાગતો હતો કે અહીં એક જમાત-પક્ષ તૈયાર થઈ રહ્યો છે જે આજ નહીં તો કાલે પણ સત્તા પર આવશે. પણ આનંદની વાત છે કે એમની આ શંકા રોજબરોજ ઘટતી જાય છે. અને એ લોકો સમજી ગયા છે કે આ લોકો-સર્વોદય વિચારમાં માનનારા એટલા દીર્ઘ-દૃષ્ટિવાળા અને એટલા મૂર્ખ છે કે એમને મન આજની સત્તાની કોઈ કીમત નથી. આપણે બહુ લાંબો વિચાર કરીએ છીએ તેથી એ લોકો આપણને દીર્ઘ-દૃષ્ટિવાળા માને છે. અને તેથી માન પણ ધરાવે છે. અને આજકાલના જમાનામાં સેવા શી રીતે થઇ શકે તેનું સમ્યક્ દર્શન આપણને નથી, અને તેથી સેવા કરવાની અનેક તકો આપણે ખોઈશું એવી માન્યતાને લીધે એ આપણને મૂર્ખ માને છે. આમ આપણને દીર્ઘ-દૃષ્ટિવાળા અને મૂર્ખ સમજે છે, પણ હરીફ સમજવાની જે વૃત્તિ હોઈ શકે તે રોજ-બ-રોજ ઘટતી જાય છે. સન સત્તાવન સામે આવી રહી છે તોયે લોકો સમજી ગયા છે કે આ સર્વોદય સમાજમાંથી કોઇ પણ ચૂંટણીમાં ઊભો થનાર નથી. અને છતાં કોઈ થશે તો તે પંડની જવાબદારીએ ઊભો થશે. સર્વોદય સમાજ તરફથી કે સર્વસેવા સંઘ તરફથી એને કશું જ ઉત્તેજન-અનુકૂળતા નહીં અપાય. ઊલટું બધી જાતની પ્રતિકૂળતા-વિરોધ અહીંથી મળશે. એટલે દહાડે દહાડે આપણું કામ નિર્દોષ થઈ રહ્યું છે. લોકોને એની નિર્દોષતા સમજાઈ રહી છે, એ ખુશીની વાત છે.

## નર્યો આપકર્મી અને ઉદ્ધત આપકર્મી

કેટલાક વળી એમ પણ કહે છે કે આ લોકો પોતાનાં સંમેલન કાશી, ગયા તો વળી ક્યારેક પુરી, અને ક્યારેક કાંચીપુરમ્માં ભરે છે. એ લક્ષણ સારાં નથી. પરંતુ પરમ દહાડે રાજાજીએ એમાંથી શો અર્થ કાઢ્યો તે તમે જોયું. બાપદાદાઓની કમાણીમાં જ સંતોષ માને અને આગળ ન વધે તે માનને પાત્ર નથી. પણ જે બાપદાદાની કમાણીને તુચ્છ સમજે છે તે પણ કંઈ માનને પાત્ર નથી. જે જગ્યાએ ઘણાં પુણ્ય-કર્મો થયાં હોય તેવી પવિત્ર જગ્યાઓની ઉપેક્ષા કરવી અને એને કશામાં ન લેખવી એવી પણ એક એંટ કે ગાંડપણ હોય છે. એક ભાઈ મને કહેતા હતા કે દર પંદર દહાડે એક વાર ઉપવાસ કરવો જોઈએ એમ મને લાગે છે. પરંતુ હું અગિયારસને બદલે બારસને દહાડે લાંઘણ કરું છું. કારણ, અગિયારસ સાથે ધરમનાં લફરાં લાગેલાં છે અને મારે કંઈ સ્વર્ગ જોઈતું કરતું નથી. મેં કહ્યું કે ભાઈ, જેને જોઈતું જ નથી એને માથે કોઈ સ્વર્ગ ઠોકી બેસાડતું નથી. અને જેને જોઈએ છે તેને પણ મળે છે કે નહીં એ તો સવાલ જ છે. તમને પંદર દહાડે એક વાર ઉપવાસ કરવાની જરૂર ન લાગતી હોત તો વાત જુદી હતી. પરંતુ જરૂર લાગે જ છે તો પછી જે અગિયારસને દહાડે અસંખ્ય લોકોએ ખૂબ સદ્‌ભાવનાપૂર્વક ઉપવાસ કર્યા અને મનનું સમાધાન પામ્યા એ મહાન શક્તિ તમે શા માટે જવા દો છો? પણ એવા લોકો આ મહાન અરકયામત સામું નથી જોતા. થોડો ઘણો જે કંઈ દોષ છે તેના પર જ ધ્યાન આપે છે. છતાં હું તો એને પણ ઠીક માનું છું કારણ કે એમાં એકાંગી તોયે વિચાર તો છે.

પૂર્વ–પુણ્ય એટલે આગલાં સત્કર્મોનો લાભ લેવા તરફ મારું વલણ ઢળતું રહે છે કારણ કે મને મારામાં શક્તિનો અનુભવ નથી થતો. મારામાં કેટલાક ગુણ છે અને કેટલાક દોષો છે. પરંતુ સૌથી મોટો ગુણ મારામાં છે તે એ કે મારામાં અહંકાર નથી. એનું કારણ એ જ કે હું અશક્ત છું એવું મને લાગે છે. મારી સામે બેમાંથી એકની પસંદગી કરવાની આવે

કે માણસ જાતની બે જાતની જ ગતિ થાય છે–એક તો પુણ્યવાન થાવ અને ભેગા ભેગા અહંકારી બનો, અને બીજું તમારે હાથે પાપ થતાં રહે અને છતાં તમે નિરહંકારી રહો, તો નિરહંકારી રહેવાય એટલા સારુ થઇને હું તો પાપી બનવાનું પસંદ કરું. કારણ, હું નિર્બળ છું એટલે જ્યાં ક્યાંયથી શક્તિ મળે ત્યાંથી મેળવવાનો પ્રયત્ન કરું છું. એમાં બહુ ફાવટ આવી નથી. પણ જો પૂરી ફાવટ આવી જાય તો બધાં દેવ અને માનવ જેમ આપણને અનુકૂળ થઈ ગયાં છે તેમ જ દાનવ પણ અનુકૂળ થઈ જશે. છતાં આપણને રોજ રોજ બધાંની સહાનુભૂતિ મળી રહી છે.

## અમારે પણ રાજનીતિ છે.

હું જોઉં છું કે સંમેલનમાં જે ચર્ચાઓ થાય છે તે વરસો વરસ સાત્ત્વિક બનતી જાય છે. એ સાત્ત્વિકતામાં જો કંઈ ખલેલ પડતી હોય તો તે હું પાડું છું. કારણ કે મારે એવી સાત્ત્વિકતા નથી ખપતી કે જે તામસતાની જોડાજોડ હોય અને ખબર જ ન પડે કે આ તે સાત્ત્વિકતા છે કે પછી તામસતા ! સાત્ત્વિકતાનું નામ લઇને આપણે તામસતાને જ ઝાલી બેસીએ એમ હું નથી ઇચ્છતો. એટલે વચ્ચે વચ્ચે ક્યારેક રજોગુણનો પ્રભાવ આમાં આવી જાય છે તે હું જ લાવું છું. એક ભાઈ એક ઠરાવ લાવ્યા હતા કે સર્વોદય સમાજે રાજકીય પક્ષોમાં પડવું નહીં, કારણ કે એમ કરવાથી બધાંની સહાનુભૂતિ મેળવવામાં વાંધો આવે છે. મેં કહ્યું કે આપણે જુદા જુદા રાજકીય પક્ષોમાં ન પડવું જોઇએ એનું એક કારણ તો તમે કહ્યું તે છે. પણ બીજું કારણ એ છે કે આપણી પણ એક રાજનીતિ છે કે, આજની રાજનીતિને તોડવી. આપણે રામકૃષ્ણ મિશનવાળા જેવા નથી. આપણને બધાંની સહાનુભૂતિ અને સહકાર જોઇએ છે. પણ રામકૃષ્ણ મિશનવાળાની કોઈ રાજનીતિ નથી હોતી, જ્યારે આપણી રાજનીતિ, જેને હું લોકનીતિ કહું છું તેમાં તો આ જૂની રાજનીતિને તોડવાની વાત છે.

### રાજસત્તા ને ધર્મસત્તાનાં કજોડિયાં લગ્ન

આજ લગીમાં રાજનીતિને ' સ્પિરિચ્યુઅલાઇઝ ' કરવાના એટલે કે એને ધર્મનું સ્વરૂપ આપવાના પ્રયોગો થયા. ગોખલેએ કહ્યું હતું કે રાજકારણને ' સ્પિરિચ્યુઅલાઇઝ ' કરવું જોઇએ. ગાંધીજીએ રાજનીતિને નિર્મળ કરવાનો અને ધર્મનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો. ઘણું ખરું એમ કહેવાય છે કે એમણે આ પહેલવહેલો પ્રયોગ કર્યો. પરંતુ એ વાત બરાબર નથી. મનુષ્ય જાતિના ઇતિહાસમાં આ પ્રયત્ન વારંવાર થયા અને જેટલી વાર થયા તેટલી વાર નિષ્ફળ ગયા છે. ઘણી વાર નિષ્ફળ ગયા માટે હવે નિષ્ફળ જ જશે એવું હું કહેવા નથી માંગતો. ઇતિહાસનો એવો ઢાલો ભાર મારે વેંઢારવેયે નથી. પરંતુ આ તો મેં જે કંઇ જોયું તેના પરથી મારા વિચાર ઘડાઇ ગયા છે. બૌદ્ધ ધર્મને હિંદુસ્તાનમાંથી રુખસદ મળી તેનાં કંઇક કારણો છે. પણ એમાં એક મોટું કારણ એ પણ છે કે એમાં રાજા લોકો પડયા. કહે છે કે અશોકે સર્વ–ધર્મ–સમભાવ રાખ્યો હતો. એ વાત ખરી હશે, પણ હું મારો એક અનુભવ કહું. અમે નાલંદા ગયા. હતા ત્યાં મેં એક મૂર્તિ જોઇ. એક શિવલિંગ હતું અને એના ઉપર પગ મેલીને એક બુદ્ધ ભિક્ષુ ઊભો હતો. એ જોઇને મને ખૂબ દુઃખ થયું. એ દિવસના વ્યાખ્યાનમાં મેં એ વિષેના મારા વિચાર રજૂ કર્યા હતા. બૌદ્ધો અને શૈવો વચ્ચેની એટલે બૌદ્ધ રાજકર્તા અને શૈવ રાજકર્તાઓ વચ્ચેની જે ખેંચમતાણ થઇ તેમાં બૌદ્ધ રાજાઓ જીત્યા તે સમયનું એ ચિત્ર હશે. અને જ્યારે શૈવ રાજાઓ જીત્યા હશે ત્યારે બીજી જાતનાં ચિત્રો તૈયાર કર્યાં હશે. રાજસત્તાને પવિત્ર બનાવવાનો પ્રયત્ન અશોકે કર્યો, અને એની સાથે ધર્મ જોડી દીધો. એટલે ધર્મ પણ ગયો અને સત્તા પણ નાશ પામી. સામે વધારે તાકાતવાળી સત્તા ઊભી થઈ જાય તો પહેલેની સત્તા તૂટે છે. એની સાથે ધર્મ જોડાયેલો હોય એટલે એ તૂટે નહીં એવું માનવાને કંઇ કારણ નથી. આનું કારણ એ છે કે સત્તા હિંસા પર મંડાયેલી હોય છે. બૌદ્ધનો આખો ઇતિહાસ આ છે. નાનક અને મહંમદે

પણ રાજસત્તાને ધર્મનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો, આમ છતાં પણ એ દૂષિત થઇ. એવો જ એક પ્રયત્ન યુરોપમાં કૉન્સ્ટેન્ટાઇન પછીથી થયો. પણ એમાં યે રાજસત્તા દૂષિત થઇ. આ આખોયે ઇતિહાસ આપણી સામે છે.

### મધ્યયુગી સોદાગરી સોબત

ગાંધીજી પછી આપણે કહેવાતા ગાંધીવાળાઓએ રાજસત્તા હાથમાં લીધી. આપણે અંદર અંદર ચર્ચા–મંત્રણા કરીએ છીએ પણ એ વાતોની કોટી નાના ફડનવીસના જમાનામાં હતી તેથી ઊંચી નથી. ઊંચી હોત તો હું ઘણો રાજી થાત. એક બીજી પાર્ટીઓના કાર્યકરો વચ્ચે જ નહીં, પણ એક જ પાર્ટીના કાર્યકરો વચ્ચે પણ એકબીજા પર અવિશ્વાસ, એકબીજાની દાનત ઉપર શંકા વગેરે જોયું, તે પરથી મને લાગે છે કે આપણો સ્તર ઊંચો નથી. આજકાલ આપણે રાજનીતિમાં જેને સમન્વય કહીએ છીએ તેવી સુલેહની વાતો ચાલે છે. એ બધી બિલકુલ નાના ફડનવીસ કરતો હતો તેવી જ હોય છે. અંગ્રેજોએ પૂના પર ચઢાઈ કરી ત્યારે નાનાએ પૂનામાં ચારે બાજુ ઘાસ ભરી કરીને શહેર ફૂંકી દેવાની તૈયારી એક બાજુ કરી રાખી. અને બીજી બાજુ સિંધીયા ને હોલકર સાથે વાટાઘાટ શરૂ કરી કે મરાઠી સત્તા ભયમાં છે તો તમે બધા વહારે ચઢો. બન્નેએ પૂછ્યું કે સાટે શું આપશો ? નાનાએ કહ્યું કે માળવાનો હિસ્સો તને આપીશ, અને ફલાણું તને આપીશ. આમ કરતાં કરતાં બધાને ભેગા કર્યા. બધાની સેનાઓ અંગ્રેજો સામે લડી, અંગ્રેજો હાર્યા અને આમ સંકટ ટળ્યું. પણ નાનાના મનમાં ગડ બેસી ગઇ અને એણે તો લખી પણ રાખ્યું કે આખરે તો રાજ્ય અંગ્રેજોના હાથમાં જ જવાનું છે. કારણ કે જે રીતે બધું બન્યું હતું તે કંઇ અંતર–સમાધાનનો પ્રકાર નહોતો. કોને ભાગે શું આવશે એ બધું નક્કી થયા પછી જ બધા એક થયા હતા. એટલે નાના સમજી ગયો કે આ એકતા ટકવાની નથી.

આજે મુશ્કેલ પ્રશ્નોમાં અંદર અંદર વાતચીત ચાલે છે તે એવી જ

રીતે ચાલે છે. પરસ્પરના અવિશ્વાસ વગેરેમાં આપણે એમનાથી ગાંજ્યા જઈએ એવું તો નથી. પછી એવો સવાલ કરે છે કે તો ગાંધીજીએ રાજકારણને ' સ્પિરિચ્યુઅલાઇઝ ' કરવાની કોશિષ કરી તેની કશી જ અસર નથી થઇ ? પણ એ રીતે વિચારવું બરોબર નથી. મહાપુરુષોની અસર તાત્કાલિક રાજનીતિ જોઈને નક્કી નથી કરાતી. એમની અસર તો લોક માનસ પર થાય છે. આમાં બુદ્ધ ભગવાનનો દાખલો લીધે નહીં ચાલે. કારણકે બુદ્ધ ભગવાનવાળા અને ગાંધીજીવાળાઓમાં ફેર છે. બુદ્ધ ભગવાનના તો હાથમાં સત્તા હતી. એ છોડીને એ જંગલમાં ગયા હતા. સેવા કરવા માટે સત્તા હાથમાં હોવી જોઈએ અને એનો ઉપયોગ કરવો જોઈએ એવું એ માનતા નહોતા. તેથી બૌદ્ધોએ સન્યાસની વાત કરી, સત્તાને 'સ્પિરિચ્યુઅલાઇઝ' કરવાની વાત એમણે નહોતી કરી.

### વાદ-પ્રતિવાદ-સંવાદ

આમ બે મહાન પુરુષોએ બે મોટા પ્રયોગો કર્યા. શંકરાચાર્ય, ગૌડપાદ, શુકદેવ વગેરેનો એક પ્રયોગ હતો. એ મહા પુરુષોએ નિવૃત્ત થઇને સીધા જનતામાં જઇ કામ કર્યું. અને ગાંધીજી, મહંમદ પયગંબર, નાનક, રામદાસ વગેરેનો બીજો પ્રયોગ હતો. એમણે રાજકારણને ' સ્પિરિચ્યુ-અલાઇઝ' કરવાનો પ્રયત્ન કર્યો. બન્ને સારા હતા, સત્પુરુષ હતા. એટલે હવે આપણને વિચાર પડયો છે કે આપણે શું કરવું ? આપણે રાજનીતિને ધર્મનું સ્વરૂપ આપવાને બદલે એને તોડીને લોકનીતિ સ્થાપવી છે, આ એક સ્પષ્ટ અને ભાવાત્મક કાર્યક્રમ છે. નિવૃત્તિમાર્ગી સત્પુરુષોએ જે કર્યું તે ભાવાત્મક નહોતું. એ લોકો રાજકારણના ફંદામાં ન પડ્યા અને એનાથી વેગળા રહીને શાંતિની શોધ કરી. એમનો પણ દુનિયાને માથે ઉપકાર છે કારણકે એમણે શાંતિનો માર્ગ બતાવ્યો. માર્કસની પરિભાષામાં આ વાત કહેવી હોય તો આમ કહેવાય. રાજનીતિને ધર્મરૂપ આપવું એ થયો. થિસિસ-વાદ, અને રાજનીતિને ધર્મનું સ્વરૂપ આપવું નથી માટે એને છોડીને બીજો રસ્તો લેવો એ થયો એન્ટીથિસિસ-

પ્રતિવાદ. હવે આપણે સિન્થેસિસ-સંવાદ કરવા માંગીએ છીએ. આપણે રાજનીતિને લોકનીતિમાં પલટી નાખવા માગીએ છીએ. આમ બન્ને વિચારમાં જે ગુણ હતા તે અપનાવી લઈને અને દોષ હતા તે છોડી દઈને આપણે સમન્વય સાધવાનો કાર્યક્રમ અપનાવ્યો છે. એટલે આપણે રાજકીય પક્ષોના કાર્યક્રમમાં ડખલ કરવી નથી. આપણે એમની સહાનુભૂતિ મેળવવી છે એટલા જ ખાતર એમ કરીએ છીએ એમ નથી. આપણે એટલા બધા ભલા ભોળા નથી. એમ તો આપણે વગાડી પાડીએ એવા છીએ. આપણે સાવ નિર્દોષ અને નિરપરાધ છીએ એમ નથી. કારણકે આપણો પણ એક હેતુ છે. મારું રાજકીય પક્ષોને કહેવું છે કે અમે રાજનીતિને મિટાવી દેવાના છીએ. પણ એને લીધે સત્તાના તમારા રસ્તામાં અડચણ ઊભી થશે, અને તેથી કરીને અમારા જેવા સજ્જનોને તમે દુશ્મન લેખશો. તો મારે કહેવું પડશે કે તમે દોસ્તને જ દુશ્મન માનશો. સર્વોદય સમાજમાં તમે લીન થઈ જાઓ એ તમારા હિતમાં અને દુનિયા આખીના હિતમાં છે, એ તમે જરા સમજી લો.

## સત્યાગ્રહીનો સર્વોત્તમ આદર્શ

મારો આ જ પ્રયત્ન છે તેથી સાત્વિક સર્વોદય સમાજમાં જે કંઈ રજોગુણનો અંશ આવે છે તેનું કારણ હું જ છું. મેં એને રજોગુણ કહ્યો, પણ ખરી રીતે જોતાં તો એ સ્વચ્છ નિર્મળ સાત્વિકતા જ છે. સાત્વિકતામાં તમોગુણનો કંઈક અંશ હોય છે એને લીધે એ રજોગુણ હોવાનો આભાસ થાય છે. મેં આપણા ભાઈઓને કહ્યું કે તમારો માર્ગ શુકદેવનો છે. તમારે ભગવાન વ્યાસનો પણ વિરોધ કરવાનો મોકો આવે. બાપુએ એક વાર કહ્યું હતું કે સત્યાગ્રહીનો સર્વોત્તમ આદર્શ પ્રહ્લાદનો છે. એ ભગવાનનું નામ લઈને હિરણ્યકશ્યપ સામે ઊભો. મેં કહ્યું કે પ્રહ્લાદ આદર્શ સત્યાગ્રહી છે એ ખરું, પણ એ સર્વોત્તમ આદર્શ ન કહી શકાય. સત્યાગ્રહીનો સર્વોત્તમ આદર્શ તો શુકદેવ છે. પ્રહ્લાદને જેનો સામનો કરવો પડ્યો એ તો નામીચો દુર્જન હતો. પણ શુકદેવને

જેમનો સામનો કરવો પડ્યો તે તો મહર્ષિ વ્યાસ ભગવાન હતા. એમનો પણ બોલ ઉથાપીને શુકદેવ જંગલની વાટે નીકળી પડયા. વ્યાસ મોટા જ્ઞાની પુરુષ હતા, પરંતુ વ્યાકુળ થઈને પુત્રની પાછળ પાછળ ગયા અને એને પૂછ્યું કે તું કયાં જાય છે? શુકદેવે એનો જવાબ ન આપ્યો. કવિ લખે છે કે શુકદેવનો અવાજ મોટો થયો અને વૃક્ષોએ વ્યાસજીને જવાબ આપ્યો કે સર્વ ભૂતોના હૃદયમાં વસનારાની શોધમાં જાઉં છું. વ્યાસ જેવા જ્ઞાનીને પણ પુત્રની માયા વળગી—આસક્તિ થઈ. એ આસક્તિ તોડવાની જેણે હિમ્મત કરી એ સત્યાગ્રહીનો સર્વોત્તમ આદર્શ છે.

### તો ગાંધી કાં ન બની જઈએ?

આપણા કેટલાયે સજ્જન ભાઈઓ વરસો સુધી ગાંધીજીની સાથે રહ્યા છે. એ લોકો આજે એક યા બીજા કારણસર લશ્કરની ભેર તાણે છે. પેલે દિવસે રાજાજીએ એક કઠોર વાક્ય ઉચ્ચાર્યું. એમણે કહ્યું કે જેના દિલમાં પાકિસ્તાન તરફનો ડર હોય એને માટે સર્વોદય સમાજમાં સ્થાન નથી. કહેવાની મતલબ એ હતી કે પાકિસ્તાનના ડરને લીધે લશ્કર રાખવાની જરૂરત છે એવી વાત જેના દિલમાં હોય એને સર્વોદય સમાજમાં સ્થાન નથી. એ એમના અંતરનો અવાજ હતો. મેં કેટલીયે વાર કહ્યું છે કે પાકિસ્તાન બળવાન બનવા પ્રયત્ન કરે છે તો આપણે પણ બળવાન થવું જોઈએ. એની સાથે વાટાઘાટ કરવી હોય તો નબળા રહીને વાત કરવા નહીં જવાય. આપણે બળવાન બનવા માટે આપણી ફોજ ઘટાડવી જોઈએ. તો આપણી તાકાત વધે. ગાંધીજી સાથે કામ કર્યું છે એવા કેટલાક લોકો 'એડમિનિસ્ટ્રેટર'—વહીવટકર્તા બન્યા છે, ઉત્તમ વહીવટકર્તાનું લક્ષણ એ હોય કે જનતાને દોરવા બેસી જવાને બદલે એની નાડ પારખીને ઉત્તમ વ્યવસ્થા જાળવે. એ લોકો કહે છે કે લોકોની હિમ્મત ટકી રહે એટલા ખાતર લશ્કર રાખવું પડે છે. અને જયારે જનતા તરફથી પૂછવામાં આવે છે તો કહે છે કે હા, અમે ગમે તે પરિસ્થિતિને પહોંચી વળવા તૈયાર છીએ. અમે લશ્કર બરાબર તૈયાર રાખ્યું છે. આ બધું ગાંધીવાદી તરફથી

થાય છે અને તે પણ એમ કહીને કે અહિંસાના હિતને ખાતર આ જ બરાબર છે. અને એનો બચાવ કરવા વચમાં ગાંધીજીને આડા ધરે છે. કહે છે કે કાસ્મીરમાં લશ્કર મોકલતી વખતે એમની સંમતિ અને આશીર્વાદ મળ્યાં હતાં. એ લોકો કહે છે ગાંધીજી કંઇ સાવ ભગત માણસ નહોતા. આમ જ્યારે સેના રાખવા કે વધારવાનો વિચાર કરવા બેસે છે ત્યારે ગાંધીજીનો આધાર સામો ધરે છે. આ એક ઝેરી કુંડાળું છે. સામેવાળો સેના વધારે એટલે આપણે પણ વધારીએ. મારું કહેવું છે કે ગાંધીજીની સંમતિ લેવાને બદલે એનાથી પણ મોટા માણસની કેમ લેતા નથી? ભગવાન કૃષ્ણની સંમતિ તમે લઇ શકો છો! સાક્ષાત ગીતા—માતા તમારી સેવામાં હાજર છે. એનો આધાર કંઈ નાનોસૂનો નથી. ગાંધીજીએ ૧૯૧૮ માં લોકોને સેનામાં ભરતી થવા માટે કહેલું. એ જ ગાંધીજી ૧૯૪૦ માં એ કામ કરવા તૈયાર નહોતા. એટલા માટે તો એ કોંગ્રેસથી પણ છૂટા થઇને કામ કરતા હતા. અને આજે ગાંધીજી હોત તો શું કરત એ જે આપણે ભાખી શકીએ તો પછી આપણે જ ગાંધી કેમ નથી બનતા? એટલે જ હું કહું છું કે ગાંધીજીને આડા ધરીને જે ગાંધીવાળાં હિંસાનો બચાવ કરે છે તે 'ગીતા રહસ્ય' નાં અનુયાયી છે.

પ્રાચીનોએ પણ અહિંસાના પ્રયોગો કર્યા હતા. મેં તો લખી મેલ્યું છે કે એ જમાનાના સહુથી શ્રેષ્ઠ અહિંસક પુરુષ પરશુરામ હતા. પણ આજે આપણે જો એ જ કામ કરવા બેસીએ તો એ આપણી ભૂલ થશે. જૂના જમાનાના લોકોએ પણ અહિંસાને ખાતર તલવાર ઉપાડી હતી. પણ આજે તો આપણે અણુ-શસ્ત્રો સુધી પહોંચી ગયાં છીએ. ગાંધીજીનો આઠ વર્ષ પહેલાંનો આધાર જરૂ જૂનો થઈ ગયો કહેવાય. કારણ કે આપણે ખૂબ આગળ વધી ગયાં છીએ. જે લોકો સેનાનો બચાવ કરે છે એમને માટે તો એમ કહી શકાય કે સત્તા સંભાળ્યા પછી એમને સત્ય, અહિંસા વગેરે બાબતો પર વિચાર કરવાની ફુરસદ નહીં મળી હોય. વળી સો બસો વર્ષથી રાજ્ય સંભાળ્યું નહોતું એટલે એની તૈયારી નહોતી, અને તેથી

વિચારનો સમય અને શક્તિ બચી શકયાં નહીં. આ એમનો મોટામાં મોટો બચાવ હોઈ શકે. પણ આપણો બચાવ ન થઈ શકે. કારણકે આપણે બહાર છીએ. આપણે બહાર છીએ એનો અર્થ એમ નથી કે આપણે બેજવાબદારીથી વિચારીએ. આપણે રીતસરનો વિચાર કરવો જોઈએ. આપણે આકાશમાં ઊડી શકીએ પણ લોકો કહે છે કે જમીન પર કામ કરો. મનુષ્ય–શરીરની એ વિશેષતા છે કે એ પોતાના પગોથી જમીન પર ઊભું છે અને એનું માથું ઊંચે આકાશમાં છે. જે દહાડે પગની સાથે માથું પણ જમીન પર આવશે તે દિવસે એ જાનવર બનશે. એટલે આપણે આસમાનમાં ઊડવું તો ન જોઈએ, પણ આપણું માથું તો આસમાનમાં જ રહેવું જોઈએ.

## લોકનીતિની સ્થાપના એ ધ્યેય

આપણું મુખ્ય કામ રાજસત્તા ચલાવવાનું નથી, પરંતુ રાજનીતિને લોકનીતિમાં પલટી નાંખવાનું છે. એટલે આપણે કયાંક એમના કામમાં ડખલ કરીએ તો એમણે એને ડખલ ન માનવી જોઈએ. ઊલટું એમણે તો એમ વિચારવું જોઈએ કે આપણે માટે એક 'કરેક્ટિવ'–ભૂલ ચીંધનાર છે તે સારું છે. લોકશાહીમાં એક સિદ્ધાંત છે કે એક સત્તાધારી પક્ષ હોવો જોઈએ અને એક સારો બળવાન વિરોધી પક્ષ. વિરોધી પક્ષ હોવો એ લોકશાહી માટે જરૂરી છે. એનાથી જ લોકશાહી ટકે છે. કારણકે એ ભૂલ ચીંધનારો હોય છે. આજે સત્તાધારી પક્ષની સામે એવો કયો પક્ષ છે કે જે આમ ભૂલ ચીંધનારો બની શકે? તમે આખી સ્થિતિ જુઓ છો. જે સત્તાભિલાષી–એટલે કે સત્તા પર આવવાની ઈચ્છા ધરાવનારો છે તે તો સત્તાધારી પક્ષના જેટલો જ ખોટો હોઈ શકે. એ એની ભૂલ ચીંધનારો ન બની શકે. એનું કારણ એ છે કે એને પણ આગળ ઉપર સત્તા પર આવવાની ઈચ્છા છે. એટલે એ સામા પક્ષના ગુણો ગ્રહણ કરે છે તેમ જ દોષોને પણ પકડી લે છે. ટૂંકમાં સત્તા પર આવવા સામા પક્ષની પૂરેપૂરી નકલ કરે છે. પરિણામ એ આવે છે કે સત્તાધારી પક્ષની

વખતે પોતાના બાપનું નામ પણ લખતા નહોતા. ક્યાં જન્મ્યા, ચોપડી ક્યાં લખાણી વગેરે કશું જ નહોતા લખતા. સીધી ચોપડી જ માંડતા લખવા. કોઈ કહે છે કે શંકરાચાર્ય ઇસુ ખ્રિસ્ત પહેલાં બસો વર્ષ અગાઉ થયા. તો કોઈ કહે છે કે ઇસુના થયા પછી આઠસો વર્ષે થયા. આમ એમના જન્મના બારામાં જે મતભેદનો ગાળો છે તે એક હજાર વર્ષનો છે. તો ઇતિહાસના બારામાં એ લોકો આટલા આંધળા કેમ રહ્યા? એનું કારણ એ છે કે આપણે ઇતિહાસ કે વ્યક્તિઓને મહત્ત્વ નથી આપતા. પણ આજકાલ ઇતિહાસને ખૂબ જ મહત્ત્વ અપાય છે. એને કારણે નાનાં નાનાં એકમો બને છે. મારું કહેવું છે કે જરા ઇતિહાસનું અધ્યયન ઓછું કરો. ભારતના આખા ઇતિહાસનું ફળ તે આપણે. બીજો બધો રસ ફળમાં આવી સમાય છે. તો પછી હિંદુસ્તાનનો ઇતિહાસ આપણે શા માટે શીખીએ? આપણા તો લોહીમાં એ ઇતિહાસ છે. હિંદુસ્તાનનો ઇતિહાસ શીખવો હોય તો તે અંગ્રેજોએ શીખવો જોઈએ. કારણકે એમના લોહીમાં એ ઇતિહાસ નથી. આપણી તમામ સંસ્કૃતિનું પરિણામ તે આપણે છીએ.

રાજનીતિની જાળીમાં જઈ ને એને ધર્મનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન થયો તેનો અનુભવ એવો છે કે રાજનીતિ શુદ્ધ થવાને બદલે હતી તેની તે રહે છે. એમાં સજ્જનો જોડાય છે. પણ એથી એની અપવિત્રતા મટતી તો નથી, ઊલટું એ અપવિત્રતાને માન્યતા મળે છે. આ અનુભવની વાત છે. આથી કેટલાકે નિવૃત્ત થવાનું પસંદ કર્યું. આપણે નિવૃત્ત નથી થતા પણ એક નવી વાત કરીએ છીએ, જે ક્યારેક ક્યારેક લોકોને ખટકે છે. પણ ખુશી થવા જેવી વાત છે કે એ ખટકો દહાડે દહાડે ઘટતો જાય છે

(મધ્યભારત અને રાજસ્થાનના કાર્યકર્તાઓ સાથેની વાતચીતમાંથી, તા. ૨૯-૫-૫૧)

વિચાર-શકિતની જે મર્યાદા છે તે જ મર્યાદા સત્તાભિલાષી પક્ષની પણ બની જાય છે. આમ એ પણ એ જ જાળમાં ફસાયેલા હોવાથી ભૂલ સુધારનારા બની શકતા નથી. પણ જે લોકો બધી રીતે સત્તાની બહાર છે અને છતાં રાજનીતિનો વિચાર કરે છે તે ભૂલ સુધારનારા બની શકે. જે લોકો રાજનીતિનું ચિંતન નથી કરતા અને કેવળ આધ્યાત્મિક ચિંતન કરે છે તે લોકો શાંતિ માટે કંઈક કામ કરશે. પરંતુ સત્તાધારીની ભૂલ સુધારનારા તો તે લોકો જ બની શકે કે જે લોકો સત્તાથી વેગળા રહીને રાજનીતિનું ચિંતન કરતા હશે. આજની જે રાજનીતિ છે તે જ્યાં સુધી ટકશે ત્યાં સુધી એને શુદ્ધ કરવામાં મદદ કરશે અને પછી એક દિવસ એને તોડીને એને સ્થાને લોકનીતિની સ્થાપના કરશે.

રાજસ્થાન માટે હું કેટલીક વાત ખાસ કહેવા ચાહું છું. રાજસ્થાનના રોગનું કારણ છે એનો ઇતિહાસ. આપણે બાળકોને ઇતિહાસ શીખવવાનો ભાર નાહકનો માથે ઉપાડચો છે. જે મરી ગયા એ તો બરાબર ઠેકાણેસર પહોંચી ગયા. હવે નાહકના એમનો ભાર માથે શા સારુ વેંઢારો જાઓ છો ? ઇતિહાસને લીધે રજપૂતોની વિરુદ્ધ મરાઠા, મરાઠા વિરુદ્ધ શીખ, જોધપુર વિરુદ્ધ જયપુર વગેરે મોરચા ખડા થઈ જાય છે. જૂનું જૂનું સાંભરી આવે છે. હમણાં રાજ્યપુનર્રચના પંચને કારણે જે ઝઘડાઓ થયા અને એમાં જે ખરાબ કામો થયાં એની પાછળ આ ઈતિહાસ-પૂજા અને ઈતિહાસ-નિષ્ઠા જ છે.

એ મૂર્તિ-પૂજાનો એક પ્રકાર જ છે અને આજકાલ ખૂબ જ ચાલી નીકળ્યો છે. આપણાં પૂર્વજોએ તમામ શાસ્ત્રો પર ઉત્તમમાં ઉત્તમ ગ્રંથો લખ્યા છે. સંસ્કૃત ભાષામાં કલાના વિષય પર એકે પુસ્તક નથી એવો આરોપ કયારેય નથી આવ્યો. પરંતુ ફકત ઇતિહાસના બાબતમાં એ આક્ષેપ રહે છે. જેની તમામ પ્રકારની શક્તિઓ વિકાસ પામેલી હતી તેણે ફકત ઇતિહાસ જ કેમ ન લખ્યો ? એ કોઈ આકસ્મિક ઘટના હતી કે પછી એની પાછળ કોઈ વિચાર હતો ? શંકર, રામાનુજ વગેરે પુસ્તકો લખતી

વખતે પોતાના બાપનું નામ પણ લખતા નહોતા. ક્યાં જન્મ્યા, ચોપડી ક્યાં લખાણી વગેરે કશું જ નહોતા લખતા. સીધી ચોપડી જ માંડતા લખવા. કોઈ કહે છે કે શંકરાચાર્ય ઈસુ ખ્રિસ્ત પહેલાં બસો વર્ષ અગાઉ થયા. તો કોઈ કહે છે કે ઇસુના થયા પછી આઠસો વર્ષે થયા. આમ એમના જન્મના બારામાં જે મતભેદનો ગાળો છે તે એક હજાર વર્ષનો છે. તો ઇતિહાસના બારામાં એ લોકો આટલા આંધળા કેમ રહ્યા ? એનું કારણ એ છે કે આપણે ઇતિહાસ કે વ્યક્તિઓને મહત્ત્વ નથી આપતા. પણ આજકાલ ઇતિહાસને ખૂબ જ મહત્ત્વ અપાય છે. એને કારણે નાનાં નાનાં એકમો બને છે. મારું કહેવું છે કે જરા ઇતિહાસનું અધ્યયન ઓછું કરો. ભારતના આખા ઇતિહાસનું ફળ તે આપણે. બીનો બધો રસ ફળમાં આવી સમાય છે તો પછી હિંદુસ્તાનનો ઇતિહાસ આપણે શા માટે શીખીએ ? આપણા તો લોહીમાં એ ઇતિહાસ છે. હિંદુસ્તાનનો ઇતિહાસ શીખવો હોય તો તે અંગ્રેજોએ શીખવો જોઈએ. કારણકે એના લોહીમાં એ ઇતિહાસ નથી. આપણી તમામ સંસ્કૃતિનું પરિણામ તે આપણે છીએ.

રાજનીતિનાં જાળાંમાં જઇ ને એને ધર્મનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન થયો તેનો અનુભવ એવો છે કે રાજનીતિ શુદ્ધ થવાને બદલે હતી તેની તે રહે છે. એમાં સજ્જનો જોડાય છે. પણ એથી એની અપવિત્રતા મટતી તો નથી, ઊલટું એ અપવિત્રતાને માન્યતા મળે છે. આ અનુભવની વાત છે. આથી કેટલાકે નિવૃત્ત થવાનું પસંદ કર્યું. આપણે નિવૃત્ત નથી થતા પણ એક નવી વાત કરીએ છીએ, જે ક્યારેક ક્યારેક લોકોને ખટકે છે. પણ ખુશી થવા જેવી વાત છે કે એ ખટકો દહાડે દહાડે ઘટતો જાય છે

(મધ્યભારત અને રાજસ્થાનના કાર્યકર્તાઓ સાથેની વાતચીતમાંથી, તા. ૨૯-૫-૫૬)

# અહિંસક ક્રાંતિ અને સંગઠન

આજકાલ જે ' સંગઠન ' ને નામે ઓળખાય છે તેમાં મને ખાસ શ્રદ્ધા નથી એ તમે બધા જાણો છો. મને શ્રદ્ધા પડે એવું એમાં મને કંઈ દેખાતું નથી. આખો ઇતિહાસનો પ્રવાહ હું જોઉં છું. દેશ અને દુનિયાની હાલત જોતાં મારા મનનો નિર્ણય થયો છે કે સંગઠન મારફતે અહિંસક ક્રાંતિ થઇ ન શકે. એક હદ સુધી સંગઠનનો એમાં ઉપયોગ થઇ શકે. સંગઠનથી બળ મળતું હોય તે ખાસ કરીને હિંસક કાર્યને જેને આપણે Benevolent despotism એટલે લોક-હિતકારી સત્તા કહીએ છીએ તેને મળે છે.

### જન-ગણ સાથે નેતૃત્વ કે પ્રભુત્વનો નહીં પણ સેવકત્વનો સંબંધ હોય

પ્રજાનું કલ્યાણ કરનારી સત્તા હોય અને છતાં એમાં પ્રજાનો મત કોઈ લેખામાં ન હોય એવું પણ બને. એમાં પ્રજાની બુદ્ધિનો વિકાસ થયો એવું લાગતું નથી. એટલું જ નહીં, પ્રજાની બુદ્ધિનો વિકાસ કરવાની વાતનો એમાં વિચાર પણ નથી થતો. એવી સત્તા પર ખૂબ સારા સારા માણસો પણ હોઈ શકે. એ લોકો લોકોના સુખની યોજના કરતા હશે પરંતુ લોકોની બુદ્ધિના વિકાસ તરફ એમનું ધ્યાન નહીં હોય. જેમ ચાર વર્ષનું નાનું બાળક પોતાનું હિત સમજી શકતું નથી એમ ધારીને માબાપ એના હિતની ચિંતા કરતાં હોય છે તેવી જ રીતે એમ બને કે આવું સંગઠન કલ્યાણકારી અને વિશિષ્ટ-કેન્દ્રિત અથવા હિંસાત્મક, હોઇ શકે. પરંતુ જેને આપણે જનશક્તિ અથવા અહિંસક શક્તિ અથવા વિકેન્દ્રિત શક્તિ કહી શકીએ એમાં બને કે આપણને એક હદ સુધી સંગઠનમાંથી સહાયતા થઈ શકે છે તોયે એનો જન્મ સંગઠનોમાંથી નથી થતો.

આવો એક પ્રયોગ (સામૂહિક પદયાત્રાનો) નાગપુર બાજુ થઈ રહ્યો છે એ ખુશીની વાત છે. હું એને ઉત્તેજન આપવા ધારું છું. આપણા આ

કામમાં નેતૃત્વ પણ નથી અને પ્રભુત્વ પણ નથી. તેલુગુમાં પ્રભુત્વ શબ્દનો અર્થ સરકાર થાય છે. આપણા કામમાં તો સેવકત્વ છે. એ સેવકત્વ ગણશક્તિ બની શકે. એક એક ગણ–સમુદાય સમાજ–સેવા માટે નીકળી પડે. આવા કેટલાક શિબિરો યોજાવા જોઇએ. આ ગણ–સેવકત્વ ખૂબ જ ઉપયોગી થશે.

**મારી પાસેથી શારીરિક નહીં પણ માનસિક અપેક્ષા રાખો**

મધ્ય પ્રદેશમાં મારાં બે–ત્રણ વર્ષ જેલમાં વીત્યાં છે. ઘણાખરા કાર્યકર્તાઓ મારા જાણીતા છે. આ ઉપરાંત મેં વર્ષોમાં વર્ષો સુધી કામ કર્યું છે. તેથી ત્યાંના લોકો મારી પાસે અપેક્ષા રાખે એ બનવા જોગ છે. મને પણ એમની પાસે અપેક્ષા છે. એમાંથી એક અપેક્ષા રાખીને બાકીની છોડવી જોઈએ. તમારી પાસેની મારી અપેક્ષા રાખવી જોઇએ, અને મારી પાસેની તમારી અપેક્ષા છોડવી જોઇએ. કેટલાક કહે છે કે આવતે વર્ષે બાબા સેવાગ્રામ આવે. એક ટોળી આખા હિંદુસ્તાનમાં ફરી રહી છે તે સન સત્તાવનમાં સેવાગ્રામ આવવાની છે. એમની એ ભાવનાની હું કદર બૂઝું છું, પણ મારા મનથી એવો કોઇ કેદ–બંધન મેં સ્વીકાર્યું નથી. આંધ્રમાં એક વ્યાખ્યાનમાં મેં કહ્યું હતું કે અહીં મારો દેહ પડે તો મારી લાશ, ભસ્મ, હાડકાં કશું પણ અહીંથી બીજે લઇ જવુ ન જોઈએ. જે સ્થાનમાં આપણો જન્મ થાય છે તે સ્થાનનો આપણા પર હક હોય છે તેમ જે સ્થાને આપણે મૃત્યુ પામીએ તે સ્થાનનો આપણા પર હક હોય છે. તુલસી રામાયણમાં વર્ણન છે. વનવાસ પૂરો કરીને રામચંદ્ર અયોધ્યા જતા હતા, પોતાની જન્મભૂમિ તરફ જતા હતા. રામચંદ્ર ખૂબ વ્યાપક હતા, છતાં કવિ લખે છે કે આ દુનિયાના એ સ્વામી હોવા છતાં એ અયોધ્યાપતિ હતા. તો આપણું કામ વિસ્તૃત હોવું જોઇએ; છતાં આપણે મૃત્યુ પામીએ તે જ આપણી મૃત્યુભૂમિ થવી જોઇએ અને એ સ્થાન પરથી ન તો આપણી લાશ ખસે કે ન એકે હાડકું. એના પર ત્યાંની ભૂમિનો અધિકાર છે. આ આખું શરીર બળીને માટી સ્વરૂપ બની જાય

છે એટલે એને અથવા એમાંના થોડા ભાગને પાણીમાં વહેવડાવવું એ પણ ભૂલ છે. એ તો ભૂમિમાં જ વિસર્જિત કરવું જોઈએ, અને તે પણ એ જ ભૂમિમાં કે જ્યાં મૃત્યુ પામ્યા હોઈએ. મારા મનમાં રજભાર ઈચ્છા નથી કે મારાં આત્મીયજન રહેતાં હોય ત્યાં મારો દેહ લઇ જવામાં આવે. એટલે હું વર્ધા કે સેવાગ્રામ જાઉં એવી વાસના રાખવી ન જોઈએ. એટલે મારી પાસેથી જે અપેક્ષા રાખો તે શારીરિક નહીં પણ માનસિક રાખો, અને તે આજના કરતાં પણ વિશેષ રાખો.

## ભૂદાનયજ્ઞનું એકમાત્ર બળ છે–અધ્યાત્મ

આ આંદોલન ગમે તેટલું સ્થૂળ દેખાય, પણ એ કેવળ આધ્યાત્મિક આંદોલન છે. તમે આધ્યાત્મિક વૃત્તિની મદદ લીધા વગર સામાની લોભ-વૃત્તિને દૂર કરી શકો એવી તમારી પાસે કોઈ સત્તા નથી. હિંસાનો આધાર લઇને તમે લોભને ભયમાં ફેરવી શકો અને એ રીતે તમે જમીન છીનવી લઇ શકો. પણ પછી લોભ વધારે નુકસાનકારક નીવડે છે કે ભય, તે તો માનસ-શાસ્ત્રીઓ નક્કી કરશે. આપણો એ રસ્તો નથી. હું એ કહેવા માંગું છું કે તમારી પાસે આધ્યાત્મિક વૃત્તિ સિવાય બીજી કોઇ જ શક્તિ નથી. એના આધારે તમે દાનપત્ર મેળવી શકો છો. એવું તો નથી કે ગમે તેને લૂંટીશું, અથવા ગમે તેના વતી સહી કરીને દાનપત્ર ભરી દઈશું. આટલાં દાનપત્ર ભેગા કરીશું એ સંકલ્પનો એવો અર્થ નથી થતો કે આપણે ગમે તેને લૂંટીને કે ગમે તેના નામે સહી કરીને દાનપત્ર ભેગાં કરીશું. એ સંકલ્પનો એટલો જ અર્થ થાય છે કે ઓછામાં ઓછા આટલાં મનુષ્યોને તો હું મારા આત્મામાં સ્થાન આપીશ અને એમના આત્મામાં હું સ્થાન પામીશ. એ સિવાય બીજો કોઈ અર્થ નથી.

## સંશયાત્માની વામણી રાજનીતિ

આ વાત બરાબર મનમાં ઉતારી લો કે આપણા આંદોલનનો આધાર સંખ્યા પર નથી, હૃદય-શુદ્ધિ પર છે. એટલે કે આપણું મન એવું સરજી

હોવું જોઇએ કે એમાં કશી આડીઅવળી કલ્પના પેદા જ ન થાય. એટલુ જ નહીં, આપણી નજર સામે આડુંઅવળું થતું જોઇએ છતાં મનુષ્યોનો દોષ ન જોઇએ. હવે ચૂંટણી આવે છે; એનાથી આખા દેશનું વાતાવરણ સંશયથી-ભરપૂર થઇ જશે. ગીતામાં વ્યાસ ભગવાન કહે છેઃ—ક્રમ સે ક્રમ શ્રદ્ધા તો હોવી જોઇએ ! **'संशयात्मा विनश्यति'** સંશયાત્માનો વિનાશ થાય છે. રાજકારણમાં **'संशयात्मा विनश्यति'** એમ નથી. એ તો એમ માને છે કે રાજકારણમાં સંશયાત્મા જ જીતે છે. જે માણસ દરેકની સાથે સાવધાનીથી વર્તે અને બરાબર તોલી તપાસીને કામ કાઢે તે રાજનીતિમાં સફળ થશે. રાજનીતિનો આ સિદ્ધાંત છે. ભગવાન શ્રીકૃષ્ણ પણ રાજનીતિજ્ઞ હતા. પણ એમનો અનુભવ તો આ જ હતો કે **'संशयात्मा विनश्यति'**. પણ આ વામણા રાજનીતિજ્ઞોનો અનુભવ એવો છે કે સંશયાત્મા થવાથી સફળ થવાય છે. મોટા વેપારીઓ અત્યંત સત્ય-નિષ્ઠ હોય છે. સાચું ન હોય એવું કશું નથી કરતા. નાના વેપારીઓ અસત્યથી કામ લે છે. નાના મોટા વચ્ચે આ ફરક છે. શ્રીકૃષ્ણનો અનુભવ હતો તેથી ઊલટો આ નાના રાજનીતિજ્ઞોનો છે. એ કહે છે કે આપણે ફૂંકી ફૂંકીને એક એક ડગલું આગળ વધવું જોઇએ. આવાઓની વચ્ચે રહીને આપણે કામ કરવાનું છે, પણ તેથી એમની સંશય-વૃત્તિનો ચેપ આપણને ન લાગવો જોઇએ. આપણે સંશય-ગ્રફ અને સંશય-નિર્ભય બનવું જોઇએ. આને મરાઠીમાં 'વેરડ' કહે છે. 'સુરદાસ ખલ કાલી કામરી ચઢત ન દૂજો રંગ.' એવો ખલ (ગડિયો) કે કાળી કામળીની જેમ એના પર બીજો રંગ ન ચઢે. આપણી પણ એવી જ સ્થિતિ હોવી જોઇએ. એટલે એમનો રંગ આપણને ન લાગવો જોઇએ. આ શી રીતે બને ? કાં તો આપણે મૂરખ હોઇએ તો એ બને અને કાં તો આપણામાં પૂરી અક્કલ હોય તો બને. થોડી અક્કલનું આમાં કામ નથી. કામ સહેલું છે, અઘરું નથી. પણ અક્કલ હોવી જોઇએ. આ એક પાયાની વાત છે. એના દર્શનથી ઘણા ભેદ મટી જશે.

## જાણવા છતાં ન જાણવાનો સમત્વયોગ સાધી વિશ્વરૂપ બનીએ

સોનાનો એક ટુકડો છે. ખરું સોનું, સો ટચનું સોનું છે. એક પાંચ તોલાની સીધી સાદી લગડી છે, બીજો પાંચ તોલાનો દાગીનો છે. એ પણ શુદ્ધ સોનાનો જ છે પણ એનો આકાર જરા વાંકોચૂકો છે. હવે જે સોનાની કીમત જાણે છે તે તો બન્નેનો સ્વીકાર કરશે. એ સમજી જશે કે બન્ને એક જ જાતનાં છે, બન્નેનાં વજન પણ સરખાં છે અને બન્ને સરખાં શુદ્ધ છે. પણ નાનો છોકરો હશે તે પેલું વાંકુંચૂકું પસંદ નહીં કરે. એ તો જેને સોનાની સાચી પરખ છે તે જ એને ઓળખી શકે. એટલે આપણે જાતજાતના આકારના ભ્રમમાં ન પડવું જોઈએ. માંહ્યલો જે પ્રકાર છે તેને પારખવો જોઈએ. બધું જ સુવર્ણ છે, આકાર જુદા જુદા છે. અહીં જ જુઓ. મારી સામે બધા બેઠા છો. તેમાંથી કોઈ કે ટોપી પહેરી છે, કોઈકે ફાળીયું બાંધ્યું છે તો કોઈકે દાઢી વધારી છે. આમ સ્વરૂપ જાતજાતનાં હોવા છતાં એ બધા જ સર્વોદય સમાજના માણસો છે. બહારનાં અલગ અલગ રૂપ આપણે જોઈએ છીએ છતાં જાણીએ છીએ કે એ બધાં મિથ્યા છે, ખરો તો સર્વોદય સમાજ છે. એ જ રીતે આપણે સમજવું જોઈએ કે જેમની જેમની સાથે આપણને કામ પડ્યું તે બધા પરિશુદ્ધ નિર્મળ—નારાયણ છે. આ તત્ત્વ એકદમ ગ્રહણ નહીં થાય, પરંતુ એવી ઇચ્છા અને અભ્યાસ કરવો જોઈએ. અને તેથી બાપુ હમેશાં સ્થિતપ્રજ્ઞના શ્લોકોની વાત માંડતા. બીમારોની સેવા માટે આદર્શ સેવક કેવો હોય? તો કહે સ્થિતપ્રજ્ઞના શ્લોક વાંચો. રસોઇયો કેવો હોવો જોઈએ? તો કહે સ્થિતપ્રજ્ઞના શ્લોક વાંચો. એમ શા માટે કહેતા હતા? એટલા સારુ કે આપણો સ્તર જુદો છે. પૈસા સારુ સેવા કરતાં માતૃભાવ-પૂર્વક સેવા થવી જોઈએ. ભૂદાન આંદોલન એ જમીન ઝૂટવી લેવાનું આંદોલન હોત અને સંપત્તિદાન આંદોલન કર-વસુલાતનું આંદોલન હોત તો એમાં ફેર પડત. પરંતુ આપણું આંદોલન તો લોકોનાં હૃદયમાં પ્રવેશ કરવાનું, લોકોનાં હૃદયમાં કરુણા

જમાડવાનું આંદોલન છે. અને તેથી જ આપણી કસોટી છે. તેથી કહું છું કે ભોળા–સરળ હૃદયના બનો. તુકારામ કહે છે તેમ–**जाणोनि नेणते करी माझे मन.** એટલે કે જાણતાં છતાં ન જાણતો હોઉં એવું મારું મન બનાવો. એક વાંકાચૂકા ઘાટનું સોનું છે, બીજું સીધું સાદું છે એ ભેદ જાણવા છતાં ન જાણતા હોઈએ, અને બન્ને વચ્ચેનો અભેદ પારખી શકતા હોઈએ એવું જ્યારે બનશે ત્યારે જોતજોતામાં કામ વ્યાપક બની જશે.

### કાર્યસિદ્ધિ માટે : હૃદય શુદ્ધિ અને કર્મસાતત્ય

તેથી મને સંગઠન પર ઓછો ભરોસો છે. શંકરાચાર્ય મલબારથી નીકળી હરદ્વાર ગયા. ત્યાં મનુષ્યનું બલિદાન આપવાનો રિવાજ હતો. અણચાગોઠયા દિવસોમાં એ રિવાજ બંધ થઈ ગયો. આમાં કયો કીમિયો હતો? ફરી ફરીને તે એ કેટલું ફર્યા હશે? બત્રીસ વર્ષની ઉમ્મરે તો એમણે સમાધી લીધી અને મોટા મોટા ગ્રંથો લખવા માટે એમને કયાંક ઠરીને બેસવું પડ્યું હશે તે તો જુદું. એ જમાનામાં મોટાં મોટાં જંગલોમાં રખડવાનું કામ ભારે કઠણ હતું. પરંતુ એમના કામનાં જે પરિણામ આવ્યાં તે કંઈ રખડપટ્ટીથી નહોતાં આવ્યાં, એ તો એમની હૃદય–શુદ્ધિનાં પરિણામ હતાં. હું તમને નમ્રતાપૂર્વક સૂચવું છું કે તમે હૃદયની ઉદારતા અને શુદ્ધિ તરફ જુઓ ત્યારે તમે જોશો કે જે કોઈ તમને ભેળા થાય છે તે તમારો બની જાય છે અને તમે તેના બની જાવ છો. સંગઠનનો થોડામાં થોડો ઉપયોગ કરો.

નદીનું પાણી સતત વહેતું રહે છે તેથી જ્યારે જોઈએ ત્યારે પાણી મળે છે. એની કદી ફીકર નથી પડતી. અને નદીનું પાણી આપણે બીજાં બીજાં કામોમાં વાપરીએ છીએ છતાં ચિંતા એ રહે છે કે પાણી વહેતું રહેવું જોઈએ, નહીં તો જોખમ છે. તેવી જ રીતે આ અદિ-લનનો પ્રવાહ ભૂદાન છે, એ સતત વહેતો રહેવો જોઈએ. વિતરણનું પણ કામ છે, બીજાં કામો પણ છે. પરંતુ એ ખ્યાલ કરવો જોઈએ

કે લોકોને તમારાં કામોનું આકર્ષણ શા માટે થાય છે? એ ભૂદાનને લીધે થાય છે. અગાઉ હું એક પત્રમાં લેખ લખતો હતો. ખૂબ ચિંતન અને મનન-પૂર્વક લખતો હતો. પરંતુ આજે હિન્દી અને મરાઠીમાં જેટલા વાચક મળે છે તેટલા એ દિવસોમાં નહોતા. એ દિવસોમાં ચારસો સાડી-ચારસો ગ્રાહક હતા. હવે આજે તો ખંજ સાહેબે એક પત્ર કાઢ્યું છે તેના પણ બે ત્રણ હજાર ગ્રાહકો છે. આ ફેર શાથી પડ્યો? કારણ કે આ કામે લોક-માનસને પોતા તરફ ખેંચ્યું છે. આપણે એની જ શોધમાં હતા.

### સરકારને આધારે ચાલતાં ઊભી થતી દયાપાત્ર સ્થિતિ

બાપુ ગયા પછી હું મેવાતોમાં કામ કરવા જતો હતો. ત્યાં પંજાબમાં હરિજનોને જમીન આપવાનો સવાલ હતો. સરકાર એ માટે તૈયાર નહોતી. એનું કહેવું એમ હતું કે પાકિસ્તાનમાં એમની પાસે જમીન નહોતી માટે એમને શી રીતે જમીન અપાય? જેમને જમીન હતી એમને થોડી જમીન આપવી, પણ જેમને જમીન નહોતી એમને જમીન આપવાની જવાબદારી સરકાર ઉપાડી શકતી નહોતી. એણે તો કહ્યું કે અહીં જમીનના માલિકોને શોધી કાઢો. પાકિસ્તાનમાં એમનાં ખેતરોમાં કામ કરતા હતા. પણ અહીં નહોતા એ માલિકો કે નહોતી જમીન. મેં ખૂબ માથાકૂટ કરી ત્યારે ઠર્યું કે આટઆટલી જમીન આપીશું. એ દિવસે શુક્રવાર હતો. પ્રાર્થના પછી મેં જાહેર કર્યું કે પંજાબની સરકારે આ પ્રમાણે ઠરાવ્યું છે, અને એ માટે એને અભિનંદન પણ આપ્યાં. પણ પાછળથી સરકાર ફરી ગઇ ત્યારે મને એ સરકારની દયા આવી, હરિજનોની પણ દયા આવી અને મારા પોતા પર પણ દયા આવી. સરકારની દયા એટલા માટે આવી કે એની સ્થિતિ જ એટલી કઢંગી છે કે એને શું દોષ દેવો! હરિજનો પર એટલા માટે કે એ લોકો સત્યાગ્રહ કરવાની વાત કરતા હતા અને મેં જ એમને અટકાવી રાખ્યા હતા. મારી દયા એટલા માટે કે

મેં વચન તો મેળવ્યું, પણ વચન આપનારો પૂરું નહોતો કરતો અને ત્યાં હું એને કંઈ કરી શકતો નહોતો.

**અહિંસા માત્ર પરમ-ધર્મ નથી, નિકટ-ધર્મ પણ એ જ છે.**

મામલો બહુ વિકટ હતો. રામેશ્વરી નહેરુએ મને પૂછ્યું કે હરિજનો સત્યાગ્રહ કરે? પણ મારાથી એવી સલાહ અપાય તેમ નહોતું. મારા દિલમાં તો ભડકા ઊઠતા હતા, પણ કંઈ કરી શકતો નહોતો.

બીજી વાત એ પણ હતી કે લોક-માનસ અહિંસા ગ્રહણ કરી શકે તે માટે તૈયાર થવું જોઈતું હતું. આપણે અહિંસાનો ઉપદેશ આપીએ છીએ. પણ હિંદુસ્તાનમાં એક પણ એવો માણસ નહીં મળે કે જે અહિંસાની વાતમાં ન માનતો હોય. અહીંના લોકો ઊંચામાં ઊંચા વિચાર માટે તૈયાર છે. વનસ્પતિમાં પણ જીવ છે એવી શોધ જગદીશચંદ્ર બોઝે કરી એમ કહેવાય છે. પણ એમાં આપણે નવું શું શોધ્યું? એ તો આપણે પહેલેથી જ જાણતા હતા. હિંદુસ્તાનના લોકો પૂર્વજન્મ અને પુનર્જન્મમાં માને છે. અહિંસા, સત્ય, અસ્તેય, દેહ અને આત્માનું પૃથક્કરણ, આત્મા અને પરમાત્માનું અદ્વૈત એ બધું જ એ લોકો જાણે છે. શું નથી જાણતા એ જ ખબર નથી, એટલે અહિંસાની વાત માંડીએ છીએ ત્યારે એ હિંદુસ્તાનીઓ માટે કોઈ નવી વસ્તુ નથી. લોકો કહે છે કે તમારી અહિંસા એ આ જમાનામાં કામની નથી. તમારી **અહિંસા પરમો ધર્મઃ** જેવી વાત છે. એ સારી છે, સર્વશ્રેષ્ઠ છે, પણ આજના જમાનામાં ચાલે તેમ નથી. હું કહું છું કે એ માત્ર સર્વશ્રેષ્ઠ જ છે એમ નથી, કેવળ પરમધર્મ જ નહીં, નિકટ-ધર્મ પણ છે અને અહિંસાથી કામ પાર પડી શકે છે. આ જમાનામાં પણ. તેથી આજના જમાનામાં અહિંસાનું સહુથી વધારે મહત્ત્વ છે એ લોકોને સમજાશે તો આપણી બાકીની વાતો-ખાદી વગેરે પણ લોક સ્વીકારશે.

### વિજ્ઞાનીએ વરાળમાંથી વરાળયંત્ર યોજ્યું
### આત્મજ્ઞાનીએ દાનમાંથી દાનયજ્ઞ આંદોલન ઉપાડ્યું

લોકમાનસ આપણી વાતો સાંભળવા તૈયાર કેવી રીતે થાય તેની હું શોધમાં હતો. એની શોધમાં હું તેલંગાણા ગયો. શોધની વૃત્તિ ન હોત તો ભૂદાન-યજ્ઞ ન થાત. વરાળથી ઢાંકણું ઊંચું થાય છે એ તો બધા જ જાણતા ને જોતા હતા. પણ વૈજ્ઞાનિકે એમાંથી નવી શોધ કરી. તેમ દાન પણ આજ સુધી નહોતાં દેવાતાં એવું નથી. મંદિર, મસ્જિદ, પાઠશાળા એ બધાં માટે જમીનનાં દાન મળતાં હતાં. પરંતુ પહેલું જે દાન મળ્યું એમાં જે સંકેત હતો તે જો સમજ્યા વગર હું આગળ ચાલ્યો હોત તો એ કાર્ય ધીરે ધીરે ક્ષીણ થઈ જાત. પણ મારા મનમાં એક શ્રદ્ધા હતી અને એક વિચાર પણ ચાલી રહ્યો હતો. એટલે પહેલું દાન મળ્યું ત્યારે લાગ્યું કે આમાં ઈશ્વરનો સંકેત છે, અને તેથી જો આ કામ ઉપાડી લઈં તો લોક-માનસ અહિંસાનો વિચાર સાંભળવા તયાર થશે. અહિંસામાં મારી શ્રદ્ધા છે કે નહીં તેની કસોટી આવી હતી. બાકી તો મારામાં એવી હામ નહોતી. કારણ કે મને ગણિત આવડે છે. મેં તે જ દિવસે મનમાં હિસાબ માંડી જોયો પાંચ કરોડ એકર જમીન જોઈએ. એ મેં કહ્યું પાછળથી, પણ તમારા બધાના સહકારથી એ કામ થશે એમ મેં માની લીધું. હિસાબ માંડ્યો, ને હવે એ કામ હું જ પતાવીશ એવી ખાંડ ખાવાની તાકાત નહોતી. અશક્ત માણસને નિરહંકારી થવું સહેલું હોય છે. આ કામ ઉપાડ્યું ન હોત તો અહિંસામાં મને શ્રદ્ધા નથી એવું સિદ્ધ થાત, અને હિંસામાં શ્રદ્ધા રાખવી પડત.

### મુખ્ય કામ ભૂદાનનું છે તે સમજી તેને સતત ચાલુ રાખો

હું કહેવા એ માંગું છું કે તમારું મુખ્ય કામ ભૂદાનનું છે. તમારા નિર્માણ-કાર્ય પર લોકો ધ્યાન આપે છે. તમારું પત્ર પણ સારું ચાલે છે. તમારી ખાદીની વાત સરકાર ધ્યાન પર લેતી હશે. ગ્રામોદ્યોગની વાત પણ ધ્યાનમાં લેતી હશે. એનાં ઘણાં કારણ હશે. પણ એનું મુખ્ય કારણ એ

છે કે જનતા તમારો કાર્યક્રમ સ્વીકારે છે. ભૂદાનનું કામ બંધ થયું તો બીજાં કામો કરમાઈ જશે. આ મેં તમને કહ્યું તેનું કારણ છે. ગયે વર્ષે મલબારવાળાઓએ એક નિર્ણય કર્યો હતો કે ચાલુ સાલે આપણે ભૂમિ-વિતરણ કરીશું, પણ નવી ભૂમિ–પ્રાપ્તિ નહીં કરીએ. એમનો બીજો વિચાર સો ટકા સફળ થયો, પણ પહેલા વિચારમાં દસ ટકા પણ ન ફાવ્યા. મારું કહેવું એમ છે કે પહેલામાં એ ઓછા ફાવ્યા હોત અને બીજામાં વધારે ફાવ્યા હોત તો સારું હતું. અનુભવે આ વાત એમને ગળે ઊતરી. ઉત્તર પ્રદેશે સાડાત્રણ લાખ એકર જમીન મેળવી, અને એમનો પહેલો સંકલ્પ પાંચ લાખ એકરનો હતો તે પણ પૂરો કર્યો. પણ વચ્ચે બે વર્ષ કંઈ કામ ન ચાલ્યું. ઉત્તર પ્રદેશ નેતાઓનો પ્રદેશ છે. ગંગા–જમનામાં કંઈક એવું છે કે ત્યાં ઢગલો નેતા પાકે છે અને એ બધા એવા નેતા કે પાછું વાળીને જુએ તો એક અનુયાયી ન મળે. છતાં એ તો નેતા જ રહે! એની બાજુમાં જ બિહાર છે. ત્યાં લાખો એકર જમીન મળી છે અને લાખો દાનપત્ર મળ્યાં છે. આજ પણ ત્યાં જુઓ તો ચૈતન્ય પ્રગટ થયું દેખાય છે. બિહારમાં માનસિક ક્રાંતિ તો થઈ ચૂકી છે. પણ ઉત્તર પ્રદેશને એ અડયું નથી. 'અસ્પર્શયોગ' આપણને સારો ફાવી ગયો છે! આ બહુ અઘરી વાત છે. ગાડપાદે કહ્યું છે કે એ 'અત્યંત દુર્લભ યોગ છે—આખી દુનિયાનો સ્પર્શ ન થવો તે.' હવે બાબા રાઘવદાસને થઈ ગયું છે કે ઑફિસમાં બેઠાં બેઠાં સંગ્રામ ન ખેલાય. યોજના બનાવવાથી કામ બનતાં નથી. એ તો સાક્ષાત્ યુદ્ધ–મેદાન પર જ જઈને લડવું પડે. એટલે એ નીકળી પડયા છે ને અસમાનતા સામે લડાઈ આદરી છે. થોડાક મહિનામાં એમને ચાલીસ હજાર એકર જમીન મળી છે. મને ત્યાં ઠીક ઠીક ખરાબો મળ્યો હતો. આ મનુષ્યના પ્રયત્નથી આટલી સારી જમીન મળી છે એ કોઈ નાનીસૂની વાત નથી. આપણે કરોડોની વાત માંડીએ છીએ એટલે સમજાતું નથી, પણ આ એક બહુ મોટી ઘટના છે. બાબા રાઘવદાસે ત્યાં ત્રીસ વર્ષ સુધી સેવા કરી છે. પણ આ ચાલીસ હજાર એકર જમીન

મેળવીને એમણે ચાલીસ હજાર માણસોના પોષણની વ્યવસ્થા કરી છે. એમને હાથે આ પહેલાં આવી મોટી એકે સેવા થઈ નથી એમ એ પોતે પણ માને છે. તેથી મારું કહેવું છે કે ગમે તે સંકલ્પ કરો, પણ ભૂદાનનું કામ ચાલુ રાખો.

## રખે ખાડાને સમુદ્ર માનીને અંધિયાર સેવામાં ગૂંચવાઈ જઇએ !

લોકો કહેશે કે બાબાએ પાંચ કરોડ એકરનું નામ પાડીને એક મોટું ભૂત ઊભું કર્યું છે. આંકડો બોલવો સહેલો છે. કહેવત છે કે બાંધી મૂઠી સવા લાખની. એટલે બાબાએ આંકડો ન પાડ્યો હોત તો સારું થાત. પણ જોખમ ખેડયા વગર અહિંસાનું કામ ન બને. ઉપર ઉપરથી જરા ઊલટું લાગે તેવી વાત છે. ગયે વર્ષે મેં કહ્યું હતું કે બધાં કામો છોડી દઇને આમાં આવો. આજે હવે કહું છું કે એ બધાં કામોને ભૂદાન સાથે જોડી દો. દા. ત. અસ્પૃશ્યતા–નિવારણનું કામ પણ આની સાથે સાથે કરવાનું રહેશે. ગંગાનું પાણી સમુદ્ર તરફ જવા નીકળ્યું પણ વચમાં ખાડો આવ્યો તો તેને ભરી દઇને ચાલ્યું. નાળાનું પાણી પણ એવા જ જોશથી સમુદ્ર ભણી નીકળ્યું. પણ વચ્ચે ખાડો આવ્યો તો એમાં જ એ સમાઇ ગયું. એ એને જ સમુદ્ર માને છે અને પોતાને સાર્થક થયેલું લેખે છે આપણે એ ખાડાને સમુદ્ર માની લેવો નથી. ભૂદાનનું કામ કરતાં કરતાં બીજાં સેવા–કાર્યો છે તે કરવાં જોઇએ.

કાર્યકર્તાઓએ વચ્ચે રજા પાળવી જોઇએ. રોજ એક કલાક અને વરસે એક મહિનો કે અડધો મહિનો. સારામાં સારા કામમાંથી પણ નિવૃત્ત થવું જોઇએ. એનાથી માનસિક–શાંતિ મળે છે, શક્તિ મળે છે, નિરીક્ષણ કરી શકાય છે અને એની અસર કામ પર પણ પડે છે. આ મેં જે સૂચના કરી તે તમારે માટે છે, મારે માટે નથી. નહીં તો તમે મને કહેશો કે તમારે પણ નિવૃત્ત થવું જોઇએ. અને પછી ભરમાસુરનું થયું તેવું થાય. આપણે (વિનોબાએ) તો પૂરું ધ્યાન કરી લીધું.

છે. એ મૂડીવાદી ધ્યાની છે. એટલે એ નવું ધ્યાન નહીં ધરે તો એને ચાલે તેમ છે. અને મને ધ્યાનની એવી હથોટી બેસી ગઇ છે કે ચાલતાં ચાલતાં અને કામ કરતાં કરતાં હું એનાથી પર થઇને ધ્યાન ધરી શકું છું. હું આ કામ અને સંસારથી પણ પર થઇ શકું છું. મારું આ ધ્યાન નિરંતર ચાલુ રહે છે. પણ તમે લોકો કામથી વેગળા થઈ જશો તો તમને માનસિક આરામ મળશે અને તમારી બુદ્ધિને પૂરતું પોષણ મળશે. એવે સમયે તમે મારી પાસે આવી શકો છો. એનાથી તમને પણ ફાયદો થશે અને મને પણ ફાયદો થશે.

### સંસ્થાઓ ભૂદાનના ઈલાજથી સ્થિતિચુસ્તતાના રોગમાંથી ઊગરે અને ગતિશીલતાનું આરોગ્ય મેળવે!

**પ્રશ્ન :** મધ્ય પ્રદેશના કામમાં શેની ખામી વરતાય છે?

**વિનોબા :** ખાસ મધ્ય પ્રદેશ માટે જ નહીં, તમામ પ્રાંતો માટે મેં એક વાત ચીંધી છે. આપણી સંસ્થાઓ 'સ્ટેટિક'–સ્થિતિચુસ્ત થઈ ગઈ છે. એ 'ડાયનેમિક'–ગતિશીલ નથી રહી. એમાં ચેતના નથી દેખાતી. યંત્ર સારું છે, ખરાબ નથી, એનાથી સેવા થઈ શકે છે; પરંતુ યંત્ર ચલાવ ચલાવ કરવામાં એનાથી ટેવાઈ જવાય છે. અમારા ગણિતના પ્રોફેસર હતા. એક દહાડો મેં વર્ગમાં એક સવાલ પૂછ્યો. એવી જાતના સવાલથી એ ટેવાયેલા નહીં. એ તો મોટે ભાગે ઊંઘમાં ને ઊંઘમાં શીખવતા. ઘણાને એમ લાગે છે કે આડા પડીને જ સુવાય, પણ માણસથી ચાલતાં ચાલતાં અને બેઠાં બેઠાં પણ ઊંઘી શકાય, તેમ શીખવતાં શીખવતાં પણ ઊંઘી શકાય. અને ગણિત એવો વિષય છે કે જે શીખવવાની ટેવ પડી ગઇ તો પછી માણસ ઊંઘતાં ઊંઘતાં પણ શીખવી શકે. એટલે પ્રોફેસર સાહેબે જરા રોફભેર કહી દીધું કે આ પ્રશ્ન માટે મારી તૈયારી નથી એટલે કાલે જવાબ આપીશ. સંસ્થા પણ યાંત્રિક બની જાય છે. એકવાર એને સ્થાપવામાં–ગોઠવવામાં કુશળતાની જરૂર પડે છે, પણ પછી એ મશીન જેવી બની જાય છે. તેથી શાસ્ત્રકારોએ કહ્યું છે કે એક આશ્રમ પૂરો

થાય એટલે બીજો આશ્રમ શરૂ કરો. એમાં એક શક્તિ છે. પરંતુ સંસ્થાઓના ખ્યાલમાં આ વાત આવતી નથી. અને તેથી એમનું કામ જનતામાં પ્રચાર પામતું નથી. એટલે એ લોકો સરકારની મદદ લે છે ને તેથી એમના કામમાં તેજ ટકતું નથી. ફરતા રહેનારા કાર્યકરો વચ્ચે વચ્ચે પોતાની સંસ્થામાં જાય અને ત્યાં પોતાનો હેવાલ રજૂ કરે. સંસ્થાવાળાઓ જ્યારે ભૂદાન-કાર્યકરોને કહેશે કે અમારી બધી સંસ્થા તમને સોંપી તમે સલાહ આપશો તે પ્રમાણે અમે કામ કરીશું. આમ થશે ત્યારે મને લાગશે કે સંસ્થાવાળા પણ ભૂદાનના-કામમાં ભાગ લે છે. સંસ્થાવાળાઓને પણ જ્યારે સમજાશે કે એમાં જ એમનું હિત છે ત્યારે એમનું કામ ઠીક રીતે ચાલશે.

### બીજાં કાર્યો અને ભૂદાન

પ્રશ્ન : ભૂદાનની સાથે સાથે બીજાં કામો કરવાં ખરાં? સરકારી કામોમાં આપણે કેટલી હદ સુધી સહકાર આપી શકીએ?

વિનોબા : ઉત્તર પ્રદેશમાં ફરતો હતો ત્યારે ગોરખપુરમાં દુકાળ પડયો હતો. ઘણા લોકો દુકાળથી પીડિત હતા. બાબા જો એ વખતે કામ ઉપાડી લેત તો સરકારને તો બાબા પર વિશ્વાસ હતો જ, અને લોકોને એથી ઘણી રાહત મળત. લોકો પણ મને એવું સૂચવતા હતા. પરંતુ મેં એ કામ ઉપાડવાની ઘસીને ના પાડી. ઊલટું જરા બરછટ ભાષામાં કહી દીધું કે 'આફત બીજાઓ ઊભી કરે અને એ દૂર કરવાની જવાબદારી અમે ઉપાડીએ એ ક્યાંનો ન્યાય?' ત્યાં ગ્રામોદ્યોગનાં મૂળિયાં ખોદવાનું કામકાજ ચાલુ હતું અને તેથી આ બધી આફતો ઊભી થતી હતી. કહેવાનો અર્થ એ છે કે લોકો પાસે ગ્રામોદ્યોગ હતા નહીં એટલે આ દુઃખ પેદા થતાં હતાં. લોકોની ખરીદશક્તિ રહી નહોતી. 'ગ્રામોદ્યોગ હોત તો આવી હાલત ન થઈ હોત' એટલું કહીને મેં એ છોડી દીધું.

બીજાં કામો જોડવાં એનો અર્થ એમ નથી કે આ કામ છોડવું. બીજાં કામ એવી રીતે નથી જોડવાનાં કે આ તાંતણો તૂટે. લોકોની

મુશ્કેલીઓ ટાળવાનું કામ આપણું નથી. એમનું નસીબ છે ને એમને અક્કલ પણ છે. એમણે પોતે મત આપીને સરકાર ચૂંટી કાઢી છે. આમ એકંદરે એ આપણું કામ નથી. ધારો કે કોઈ ગામમાં આપણે ગયા. ત્યાં છૂતાછૂતનો સવાલ ભારે છે. તો ઘેર ઘેર જઈને ભૂદાન–પ્રાપ્તિની વાત કરવાને બદલે લોકોને છૂતાછૂતનો ભેદ ટાળવા સમજાવીશું અને એની સાથે સાથે જ ભૂદાનનો વિચાર પણ જોડી દઈને સમજાવીશું. હું આમ જ કરું છું. ગામનો જે સવાલ હોય તેને ખ્યાલમાં રાખીને વાત માંડું છું પરંતુ ભૂદાનનું કામ છોડીને છૂતાછૂતનો ભેદ ટાળવાના કામમાં લાગી જાઉં તો ભૂદાન ખતમ થઈ જાય. એવે વખતે જનતાને કેળવણી આપવાનું કામ રહે છે.

### વિશ્વસેવાનું સર્વોચ્ચ વિષ્ણુપદ છોડી કાર્યકર્તા જીવન–ગંગાને સત્તા–સમુદ્રને તળિયે ન ડુબાડે

પ્રશ્ન—સર્વોદય કાર્યકરે સત્તા અને સંપત્તિ સાથે સંબંધ રાખવો જોઈએ કે નહીં?

વિનોબા—સત્તા સાથે સંબંધ રાખવાની લાલસા જેને નથી એવો મહાત્મા તો કોઈ વિરલો જ હોય. એવા લોકો બહુ ઓછા જોવા પામીએ છીએ. બે વર્ષ પર ગયામાં મેં એક ભાષણ આપ્યું હતું. એમાં લોકો સેવાવૃત્તિથી કામ કરતાં કરતાં કેવી રીતે સત્તાને પાટે ચઢી જાય છે તે મેં સમજાવ્યું હતું. સેવા કરનારાઓને લાગે છે કે વ્યવસ્થા વગર સેવા નહીં થાય. એટલા સારુ એ લોકો સંસ્થા ઊભી કરે છે. પછી થોડા દહાડા રહીને લાગે છે કે મારા હાથમાં વ્યવસ્થા નહીં હોય ત્યાં સુધી કામ પાર પડવાનું નથી. આમ થયું એટલે એ ચઢી ગયા સત્તાને પાટે. અને સત્તાધારીઓની ગતિ સેવા તરફ હોય છે એવું જોવા મળતું નથી. ગંગા હિમાલયથી નીકળીને સમુદ્ર તરફ જાય છે, પણ સમુદ્રમાંથી નીકળીને હિમાલય તરફ નથી જતી. આમ સેવાવાળા સત્તામાં જઈ પહોંચે છે. અહીં જ જુઓ, અડધું વર્ધા ખાલી થઈને દિલ્હી જઈ વસ્યું છે. આપણે

જ્યાં સંસ્થા માંડીને, સંગઠન કરીને બેઠા હોઇએ છીએ ત્યાંના લોકો અમર પટો લખાવીને થોડા જ આવે છે? એ કમબખ્તો મરે છે તો એવી બેદરકારીથી કે કશી વ્યવસ્થા પણ કરતા જતા નથી અને નીકળી પડે છે. તેડું આવ્યું કે આ ઊપડયા. આવા સંજોગોમાં સજ્જનોના હાથમાં પણ સત્તા આવી તો તે જોખમકારક છે, દુર્જનોના હાથમાં આવે તો તો છે જ. રામદાસની પાછળ પણ પંથ બન્યા છે અને લોકો એના નામે લડે-ઝઘડે છે. નાનક મર્યા પછી એના દીકરા અને શિષ્યો વચ્ચે ઝઘડો પડયો હતો. ટૂંકમાં રાજકીય પક્ષોમાં થાય છે એટલા જ ઝઘડા આમાં પણ થાય છે. હું કોઈને દોષ નથી દેતો, ફક્ત એટલું જ કબૂલું છું કે સત્તા તરફ જવામાં લાભ નથી. ત્યાં જઈને સારી ભાવનાથી સારા અને પ્રામાણિક પ્રયોગ પણ ભલે થાય, પણ અનુભવ તો એવો છે કે એનાથી લાભ નથી.

આપણે સંપત્તિ ભેગી નથી કરતા, પણ સંપત્તિદાનમાં સંપત્તિનો ભાગ માંગીએ છીએ. એટલો આપણો સંપત્તિ સાથેનો સંબંધ છે. સંપત્તિદાન એ ભૂદાનનું જ એક અંગ છે.

(કાંચીપુરમમાં મધ્ય પ્રદેશ અને વિંધ્ય પ્રદેશના કાર્યકર્તાઓ સાથેની ચર્ચા)

## ચતુર્વિધ કાર્યક્રમ

આપણામાં કહેવત છે 'ઘરકી મુરગી દાલ બરાબર.' પરિચય વધવાની સાથે કયારેક કયારેક આપણે આજુબાજુના લોકોની કીમત ઓછી લેખવા લાગીએ છીએ. તામિલનાડમાં પણ કંઇક આવું જ બનતું હોય એમ લાગે છે. અહીંના મોટા કાર્યકરોનાં મનમાં અહીંના નાના કાર્યકર્તાઓ કંઈ ખાસ માનની લાગણી નથી દેખાતી. એ એમનાં છિદ્રો જ જોયા કરે છે. દોષ તો દુનિયાભરમાં હોય છે. દોષ જ જોવા હોય તો બીજો ધંધો શોધવો જ નહીં પડે. પણ અહીં મારે કાર્યકર્તાઓ સાથે આટલા દિવસમાં જે કંઈ પરિચય થયો તેટલાથી મારા મનમાં એમના માટે માન વધ્યું છે

એવું સાંભળ્યું છે કે અહીં અલગ અલગ ઘણા પક્ષો છે. એ બધા અંદર અંદર ખૂબ લડે છે. એનું તો થવાનું હોય તે થશે, પણ એમાંના કોઈને ભૂદાન સાથે ઝઘડો છે એવું નથી. કેટલાક રાવ ખાય છે કે તામિલનાડમાં શ્રદ્ધા બહુ થોડી છે. મને તો એથી અવળું જ દેખાય છે. મેં તો અહીં એટલી બધી શ્રદ્ધા જોઈ કે જરા ગભરાઈ ગયો છું અને ઇચ્છવા માંડ્યો છું કે મન કે શ્રદ્ધાને ઠેકાણે જરા વધારે વિચાર આવે. કહેવા એમ માંગું છું કે મેં આ પ્રદેશ પાસેથી જે આશા રાખી છે તેને માટે મારા મનમાં ઘણો ઉત્સાહ છે. અહીં અમારી પદયાત્રા કેવી રીતે ચાલવાની છે, વચ્ચે વચ્ચે રોકાઈને ચાલવાની છે, સતત ચાલવાની છે કે બંધ પડવાની છે, એની કશી ખબર નથી. પણ યાત્રા તો ચાલશે કારણ કે એવું વ્યસન થઈ ગયું છે. એટલે એ તો ચાલવાની, પણ એનો લાભ લેવો–ન–લેવો એ તમારા લોકોનું કામ છે. અને આ વખતે આ કામમાં સહકાર આપતાં જે પાછી પાની કરશે તે દેશનું નુકસાન કરશે, કારણ એમ થવામાં તમામ સર્વોદય કાર્યકર્તાઓની શક્તિ ક્ષીણ થશે. એમાંથી કોઈ નહીં બચે. કેટલાક કાર્યકરો કસ્તુરબા કેન્દ્રના છે અને કેટલાક ખાદીના છે. બીજા પણ કેટલીયે જાતના કાર્યકર્તા છે. જે કામની લોકોએ આશા બાંધી છે તે પાર નહીં પડે તો એમાંથી એકની પણ ઇજ્જત રહેવાની નથી. બલ્કે એ પાયાનું કામ જતાં એમનાં બાકીનાં બધાં કામો પ્રાણહીન લાગશે. પછી એ બધા સરકારમાં જશે. સરકારમાં જવું ખોટું તો નથી પણ એ લોકો ક્રાંતિકારી નહીં રહી શકે.

## સરકાર સુધારો કરી શકે ક્રાંતિ નહીં

એ વાત સમજી લેવી જોઈએ કે સરકાર જનતાને બહુ આગળ નથી લઈ જઈ શકતી, બહુ થોડે સુધી લઈ જઈ શકે છે. અને તેય સરકાર ઠીક હોય તો થોડો પ્રયત્ન કરે છે. પણ જો ઠેકાણાં વગરની સરકાર હોય તો એ તો લોકોને ઊંધે માર્ગે લઈ જાય છે. સામાન્ય સરકાર બધું યાબડથીગડ Status quo રાખવા મથે છે અને સારી સરકાર જરા આગળ લઈ જવા

મથે છે. ધારો કે સરકારને લાગ્યું કે લગ્ન કરવા માટેની ઉમ્મર વધારવી જોઇએ. આજે ૧૩ વર્ષની ઉમ્મરે લગ્ન થાય છે. હવે સરકાર કરી કરીને કરશે તોયે ૧૩ નાં ૧૫ કરશે. કારણ કે એનો અમલ આખા દેશે કરવાનો છે. એની પાછળ દંડ–શક્તિ રહેલી છે અને સારી સરકાર વધારે દંડ દેવા માગતી નથી. એટલે જે કંઈ સુધારો થાય તે બહુ જ થોડો થાય છે. એ સારી સરકારનાં લક્ષણ છે. પરંતુ ક્રાંતિ થોડા સુધારાઓથી નથી થતી. એમાં તો જનતાને તાકાતથી ખેંચીને આજની હાલતમાંથી આગળ તાણી જવાની હોય છે. એમાં ઝંપલાવવાની વાત છે. ટગુમગુ ચાલવાથી કામ નથી પતતું. આ વિષે બુદ્ધ ભગવાને એક સારી શીખામણ આપી છે. એમણે કહ્યું છે કે આપણે જો પુણ્ય કાર્ય ધીરે ધીરે કરીએ તો પાપ ધસારાબંધ આગળ વધી જાય છે. એટલે જો પાપ એકદમ ગતિથી ન વધે એવું આપણે ઇચ્છતા હોઇએ તો પુણ્યકાર્ય મંદ ગતિથી ન ચાલવાં જોઇએ. એ તો ખૂબ વેગથી ચાલવાં જોઇએ. આ વિજ્ઞાનના જમાનામાં આનું બહુ મહત્ત્વ છે. ધીમે ધીમે સુધારા કરવા જતાં આસક્તિ આવે છે. અને આ જમાનામાં તો આભ ફર્યાથી ફાટશે તેનું કંઈ ન કહેવાય. એટલે રફતે રફતે સુધારો કરનારા આ દુનિયામાં ટકી નહીં શકે. એનો અર્થ એમ નથી કે ધાઈમાં ને ધાઈમાં ખોટું કામ કરી બેસવું. ઊલટું ખોટી રીતે કામ કરવા જતાં થોડું યે કામ થવું તો આઘું રહ્યું મુદ્દલેય નથી થતું.

તેથી મેં કહ્યું હતું કે અહીં મારે વ્યાપક કાર્ય કરવું છે, એકાંગી કાર્ય નથી કરવું. મે કહ્યું છે કે મારે ચતુર્વિધ કામ કરવું છે. એમાં ગ્રામોદયનું કામ ગ્રામોદ્યોગ મારફતે થશે. બીજું, જમીન વહેંચાશે. ત્રીજું, નઇ તાલીમ શરૂ કરવી પડશે. અને ચોથું જાતિભેદ, સંપ્રદાયભેદને નાબૂદ કરવા પડશે. હું તો એટલે સુધી કહું છું કે 'અમે ભારતીય' એવું અભિમાન પણ ઝાઝું ટકવાનું નથી. એ પણ સંકુચિત મનાશે. એટલે કે આપણે માનવ છીએ એ જ વૃત્તિ પર સ્થિર થવું પડશે. હાલ તુરત તો આપણે ભારતીય છીએ એ ચાલશે. પણ એથી ઓછું–ઊતરતું કશુંય

નહીં ચાલે. એવી ઊતરતી–સંકુચિત વાત જવી જોઈએ. આવી વ્યાપક દૃષ્ટિથી હું કામ કરવા માગું છું. અને એમાં અહીંના તમામ રચનાત્મક કાર્યકરોનો સહકાર મળવો જોઈએ.

કેટલાક ખાદીનું કામ કરતા હશે. એમને એ એકાંગી કામને બદલે ચતુર્વિધ કામની દૃષ્ટિ આપીશું તો એ લોકો એ કામને વ્યાપક બનાવી શકશે. એવી જ રીતે હરિજન કામ કરનારાઓએ પણ ચતુર્વિધ દૃષ્ટિ રાખવી જોઈએ.

### ઢીલો પ્રચાર અને 'હ' કાર્યકર

ગઈ કાલે મારા પર એક કાગળ આવ્યો હતો. એમાં પત્ર લખનારા ભાઈએ લખ્યું છે કે હરિજનોને ના ભૂલશો. એમને વસવાટ પૂરતી જમીન પણ નથી. આવી ગંભીર સૂચના કરી છે! લોકોને સમજ કેટલી મોડી આવે છે? એનો અર્થ એ કે આપણી પ્રચાર–શકિત રગશિયા ગાડાની જેમ ધીરે ધીરે કામ કરે છે એ આનાથી સ્પષ્ટ થાય છે. હરિજનોને ભૂમિ મળવી જોઈએ, અને ભૂદાનમાંથી એમને ત્રીજા ભાગની જમીન આપવામાં આવશે, એ એમનો હક છે એવું હું કેટલીયેવાર કહી ચૂકયો છું. પણ આમાં આપણી પ્રચાર–શકિત થોડી પડે છે એમ મને લાગે છે. એમાંથી એ પણ દેખાઈ આવે છે કે પત્ર લખનાર માણસ પણ કેટલો અજ્ઞાની અને એકાંગી છે.

### સર્વ–સમાવેશક અને સમાજ–સન્મુખ

મારે એક વાત સાફ કરી નાંખવી છે. મેં એ વારંવાર કહ્યું પણ છે. અલગ અલગ પંથ અને અગલ અલગ જાતિના ભેદો આ દેશમાં પહેલેથી હતા જ. તેમાં અલગ અલગ પક્ષોએ આવીને ભેદ વધાર્યા છે. હું સમાજ વિમુખ થવાની વાત નથી કરતો, સમાજ સન્મુખ થવાની વાત કરું છું. એ લોકો લોકશાહીની ભાષામાં વાતો કરે છે. એમણે સમાન અંતરનો એક સિદ્ધાંત બનાવ્યો છે. આપણે મધ્યબિંદુ બનીને રહેવું જોઈએ. અને વર્તુળના પરિઘ પરનાં તમામ બિંદુઓથી સમાંતર રહેતાં સમાજ–સન્મુખ

દેખાવું જોઈએ. આ રસ્તે જે ગામ જઈએ તે ગામના પ્રશ્નોને ધ્યાનમાં રાખીને કામ કરવું જોઈએ. કેટલાક પાયાના સવાલો હશે તો કેટલાક નાના પ્રકારના સવાલો હશે. નાના પ્રકારના સવાલોમાં ગૂંચવાશું તો આપણું કાર્ય નબળું પડશે. પણ જે પાયાના સવાલો હશે તે હાથ ધરીશું, જેવા કે ગામમાં ગ્રામોદ્યોગ નહીં હોય તો ત્યાંના લોકોને સમજાવીશું. જે ગામમાં જમીનની વહેંચણી થઈ ચૂકી છે, ગ્રામોદ્યોગ પણ છે, તે ગામમાં નઈ તાલીમની વાત કરીશું. જે જે ગામમાં રચનાત્મક કાર્યકર જશે તે તે ગામમાં ખૂટતી પાયાની ચીજો પૂરવામાં પોતાની શક્તિ લગાડશે. જે કોઈ આ કામમાં મદદ કરવા માગતા હશે તેમને અમે આવકારીએ છીએ. તામિલનાડમાં મારે આ વ્યાપક કાર્ય કરવું છે. એને માટે હું બધાનો સહકાર માંગું છું. અહીં મને એને માટે ઘણી અનુકૂળ હવા દેખાય છે.

'સાર સાર કો ગહી રહે થોથા દેઈ ઉડાય'

મનુષ્ય માત્રમાં કંઈ ને કંઈ દોષ હોય છે. પરંતુ તેથી કોઈ સો ટકા દૂષિત નથી હોતો. આપણે દોષ તરફ ધ્યાન ન આપતાં <u>ગુણ</u> જોઈએ. જે ગુણ છે એનો ઉપયોગ કરવાની વૃત્તિ રાખીશું તો સામૂહિક રીતે કામ કરી શકીશું. જેણે જેટલું કર્યું તેનું તેટલું સારું. ફલાણાએ સંપત્તિદાન કીધું, પણ ભૂમિદાન નથી આપ્યું એ રીતે વિચાર કરવો ખોટો છે. એક વાત યાદ રાખો: આપણને ન દેનારા કોઈ નથી, જે છે તે દેનારા છે. એમાં કેટલાક આજે દેનારા છે, કેટલાક કાલે દેનારા છે, કેટલાક પરમ દિવસે. જે કાલે નહીં આપે તે પરમ દિવસે આપશે. ટૂંકમાં એ આપવાના છે. હું મનમાં લેખાં માંડું છું કે આજે પાંચ લાખ માણસોએ જમીન આપી છે, તો એ આજના દાતા છે. બાકીના ભવિષ્યના દાતા છે. કહેવાનો અર્થ એટલો કે વિશ્વાસથી જ આ કામ થવાનું છે. બાળક માની પાસે પૂરા વિશ્વાસ અને શ્રદ્ધાથી જાય છે તેમ આપણે પણ જનતા પાસે જઈએ અને જોઈતું મગાવાનું જ. મા ન આપી શકે તો એને બાળક કરતાં પણ વધારે દુઃખ થાય છે. આપણી પણ એવી જ સ્થિતિ છે.

[ તામિલનાડના કાર્યકરો સાથેની ચર્ચા. કાંચીપૂરમ્, તા. ૨૯-૫-૫૬ ]

રહેવું જોઈએ. હમણાં એક ભાઈ મારી સાથે વાત કરતા હતા કે રચનાત્મક કાર્યકરો સમાજ–વિમુખ બની રહ્યા છે. જો એ લોકો સમાજ–વિમુખ બની રહ્યા હોય તો એ અમારી યોજના પ્રમાણે નથી. એ તો અમારી યોજનાથી ઊલટું છે. અમારી યોજના તો એવી છે કે પોતાનો વિચાર છોડયા વગર બધાની સન્મુખ રહીને બધાની સેવા બજાવવાની છે. એમાં અમે સમુદ્રની જેમ બધા પાસેથી લઈ શકીએ છીએ. સમુદ્રમાં ગંગા પણ પડે છે ને નાળું પણ પડે છે. સમુદ્ર બન્નેનો સ્વીકાર કરે છે. તેવી જ રીતે આપણે પણ તમામ મનુષ્યોનો સ્વીકાર કરીએ. પણ સમુદ્ર શું કરે છે? એની પાસે એક કીમિયો છે, રસાયણ છે. જેટલું પાણી આવે તે બધાને એ પોતાનું સ્વરૂપ આપે છે. ગંગાનું પાણી સમુદ્રમાં પડે છે, પછી એ ગંગાજળ નથી રહેતું; સમુદ્ર બની જાય છે. ગંદા નાળાનું પાણી સમુદ્રમાં પડે છે તો એ નાળું નથી રહેતું પણ સમુદ્ર બની જાય છે. એ રીતે જે કોઈ અમારી પાસે આવશે તેને અમારું રૂપ આપવું છે, એમને અમારે આત્મસાત્ કરવા છે. એમને અમે પૂરેપૂરો પ્રેમ કરવા માંગીએ છીએ.

### સર્વોદયના કાર્યમાં સર્વને તેડું

એક ભાઈ પાસે જમીન હતી. એ બીજો કામધંધો પણ કરતા હતા. એ મને જમીન આપવા આવ્યા. થોડી જમીન આપવા માંડી. મેં કહ્યું, "હું જેને પ્રેમ કરું છું તેને પૂરેપૂરો કરું છું, કારણ કે એ મારો મિત્ર છે." એ ભાઈ વાત સમજી ગયા અને પૂરી જમીન આપી દીધી. એવી રીતે આ ભિન્ન ભિન્ન સંપ્રદાયોને અમે અમારું સર્વસ્વ આપવા માંગીએ છીએ. એમને અમારામાં સમાવી લેવા માગીએ છીએ. આ કામ સંકુચિત નથી, ખૂબ વ્યાપક છે. કામ કરતા કાર્યકર્તાની મનની સ્થિતિ આવી હોવી જોઈએ. આરંભમાં તમારા પ્રાંતમાં જગન્નાથને કામ કર્યું. હવે મધ્યમાં બીજા બીજા કાર્યકર્તાઓ પણ કામમાં જોડાયા છે અને અંતે તમામ જનતા આ કામમાં લાગી ગઈ છે એવું દૃશ્ય

દેખાવું જોઈએ. આ રસ્તે જે ગામ જઈએ તે ગામના પ્રશ્નોને ધ્યાનમાં રાખીને કામ કરવું જોઈએ. કેટલાક પાયાના સવાલો હશે. તો કેટલાક નાના પ્રકારના સવાલો હશે. નાના પ્રકારના સવાલોમાં ગૂંચવાશું તો આપણું કાર્ય નબળું પડશે. પણ જે પાયાના સવાલો હશે તે હાથ ધરીશું, જેવા કે ગામમાં ગ્રામોદ્યોગ નહીં હોય તો ત્યાંના લોકોને સમજાવીશું. જે ગામમાં જમીનની વહેંચણી થઈ ચૂકી છે, ગ્રામોદ્યોગ પણ છે, તે ગામમાં નઈ તાલીમની વાત કરીશું. જે જે ગામમાં રચનાત્મક કાર્યકર જશે તે તે ગામમાં ખૂટતી પાયાની ચીજો પૂરવામાં પોતાની શક્તિ લગાડશે. જે કોઈ આ કામમાં મદદ કરવા માગતા હશે તેમને અમે આવકારીએ છીએ. તામિલનાડમાં મારે આ વ્યાપક કાર્ય કરવું છે. એને માટે હું બધાનો સહકાર માંગું છું. અહીં મને એને માટે ઘણી અનુકૂળ હવા દેખાય છે.

'સાર સાર કો ગહી રહે થોથા દેઈ ઉડાય'

મનુષ્ય માત્રમાં કંઇ ને કંઇ દોષ હોય છે. પરંતુ તેથી કોઇ સો ટકા દોષિત નથી હોતો. આપણે દોષ તરફ ધ્યાન ન આપતાં ગુણ જોઇએ. જે ગુણ છે એનો ઉપયોગ કરવાની વૃત્તિ રાખીશું તો સામૂહિક રીતે કામ કરી શકીશું. જેણે જેટલું કર્યું તેનું તેટલું ગાશું. ફલાણાએ સંપત્તિદાન દીધું, પણ ભૂમિદાન નથી આપ્યું એ રીતે વિચાર કરવો ખોટો છે. એક વાત યાદ રાખો: આપણને ન દેનારા કોઇ નથી, જે છે તે દેનારા છે. એમાં કેટલાક આજે દેનારા છે, કેટલાક કાલે દેનારા છે, કેટલાક પરમ દિવસે. જે કાલે નહીં આપે તે પરમ દિવસે આપશે. ટૂંકમાં એ આપવાના છે. હું મનમાં લેખાં માંડું છું કે આજે પાંચ લાખ માણસોએ જમીન આપી છે, તો એ આજના દાતા છે. બાકીના ભવિષ્યના દાતા છે. કહેવાનો અર્થ એટલો કે વિશ્વાસથી જ આ કામ થવાનું છે. બાળક માની પાસે પૂરા વિશ્વાસ અને શ્રદ્ધાથી જાય છે તેમ આપણે પણ જનતા પાસે જઇએ અને જોઇતું મળવાનું જ. મા ન આપી શકે તો એને બાળક કરતાં પણ વધારે દુ:ખ થાય છે. આપણી પણ એવી જ સ્થિતિ છે.

[ તામિલનાડના કાર્યકરો સાથેની ચર્ચા. કાંચીપુરમ્ તા. ૨૯-૫-૫૬ ]

२०

# બેકારી નિવારણ

બેકારી નિવારણનો વિચાર થાય છે ત્યારે તદ્દન કૃત્રિમ રીતે થાય છે. સરકારને બેકારી-નિવારણ કરવું છે, આપણે પણ કરવું છે, બધાને કરવું છે. પરંતુ બેકારી-નિવારણના કેટલાક પાયાના સવાલ છે. એક તો તાત્કાલિક બેકારી-નિવારણની વાત છે. દિવસે દિવસે વસતી વધતી જાય છે તેમ તેમ જણ દીઠ આવતી જમીન ઘટતી જવાની. તો આપણે બેકારી-નિવારણની એવી યોજના કરવી જોઈએ કે જે હિન્દુસ્તાનના સામાજિક જીવનનું કાયમી અંગ હોય. જો એમ નહીં કરીએ તો પાંચ વર્ષ માટે એક ઉપાય કર્યો, પછી વળી બીજો સૂઝ્યો એટલે આ પડતો મૂક્યો, એવું થશે. હિંદુસ્તાનમાં બેકારી-નિવારણ માટે આ રીતે વિચારવું બેકાર છે. બેકારીનું દબાણ રોજે રોજ વધવાનું જ છે. યંત્રની મદદથી કંઈક કરવાનું વચારીએ છીએ. પણ ધારો કે કાલ યુદ્ધ ફાટી નીકળ્યું, અથવા પાકિસ્તાનની લશ્કરી તાકાત ઘણી બધી વધી ગઈ, તો શું થશે? સેનાનો ખર્ચ ન વધારવાનું આ વર્ષે નક્કી કર્યું કારણ કે ત્રાજવાની દાંડી (લશ્કરી તાકાતની દૃષ્ટિએ) તમારી તરફ નમતી છે. પણ ધારો કે પાકિસ્તાનની લશ્કરી તાકાત વધી પડી તો તરત જ માંગણી થવાની કે આપણી તાકાત પણ વધારો. આપણે એવી હિમ્મત તો નથી બાંધી કે ગમે તે થાય આપણે તો લશ્કર ઘટાડવાના. એમ પણ હિમ્મત નથી બાંધી કે એ લશ્કર વધારવા માગે છે, પણ દુનિયામાં નિર્ભયતા વધે એટલા સારુ આપણે આપણું લશ્કર ઘટાડીએ. પણ એવી રીતે આપણે વિચારી શકતા નથી, કારણ કે આપણને હજી ડર લાગે છે. આ એક મોટો કોયડો છે. અને જો એવું કંઈ આવી પડ્યું, તો વર્ષોનું પ્લાનિંગ-આયોજન-કડડ ભૂસ થઈ જશે, અને બેકારીનો સવાલ જેમનો તેમ રહેશે. તેથી સૈનિક-સ્વાવલંબન વગેરે દૃષ્ટિથી વિચાર ન કરતાં કેવળ બેકારીનો જ વિચાર કરીએ.

## સ્વાવલંબન કે બેકારી નિવારણ

આપણે એટલું જ સમજીએ કે બેકારી–નિવારણ એ એક તાત્કાલિક સવાલ નથી,એક કાયમી સવાલ છે. માટે એને જીવનનું એક અંગ સમજવું જોઇએ. આવી જ જાતની ચર્ચા અખિલ ભારત કૉંગ્રેસ કમિટીએ પણ કરી છે. એક પક્ષ સ્વાવલંબનની તરફેણ કરે છે, બીજો બેકારી-નિવારણની તરફેણ કરે છે. તો હાલ તુરત તો આપણે બેકારી–નિવારણ જ કરવું છે એ રીતે વિચારીએ. હું સતત એ વાત સમજાવવા મથી રહ્યો છું કે કૉમ્યુનિટિ પ્રોજેક્ટ (વિકાસ યોજનામાં) એનો સમાવેશ થવો જોઇએ. આ હું એટલા માટે કહું છું કે એમની યોજના પ્રમાણે આજે નહીં તો કાલે કૉમ્યુનિટિ પ્રોજેક્ટ દેશનાં એકે એક ગામડા સુધી પહોંચવાનો છે. અને કૉમ્યુનિટિ પ્રોજેક્ટની બહાર એકે ક્ષેત્ર રહી ન જાય, રહેવું ન જોઇએ એવી સરકારની યોજના છે.

## બેકારી–નિવારણનું શાશ્વત–સૂત્ર

આઠ કલાકની રોજી આપે તો જ બેકારી–નિવારણ, ચાર કલાકનું કામ જેવું બીજું કંઇ કામ મળે તો તે બેકારી–નિવારણ નહીં, એવું નથી. એ એક વિચારવા જેવો મુદ્દો છે. બાપુ હતા ત્યારે એકવાર એક ઠરાવ કર્યો હતો. એનો નિર્ણય કરતાં ખૂબ ખૂબ ચર્ચા થઇ હતી. એ ચર્ચામાં એવું હતું કે દેશનાં ગામડાંઓમાં કાચો માલ પાકે છે. એના પાકા માલની ખપત જો એ જ પ્રદેશમાં હોય તો એનો પાકો માલ ગામડામાં જ બનાવવો જોઇએ. કાપડ પણ એવો જ માલ છે. એની જરૂરત ઘેરઘેર છે અને એનો કાચો માલ–કપાસ–ગામડાંમાં જ થાય છે. તેથી પાકો માલ પણ ત્યાં જ તૈયાર થવો જોઈએ. એટલે ઠરાવમાં એમ કહ્યું હતું કે ગામડાં ખાદીનું જ ક્ષેત્ર રહે. મિલ વગેરે શહેરીઓ માટે ચાલે, પણ ગામડાંમાં તો ખાદી જ ચાલે. જ્યાં કાચો માલ પાકે ત્યાં જ એનો પાકો માલ થાય અને વેચાય. આ બેકારી–નિવારણનું એક શાશ્વત સૂત્ર છે.

### રાષ્ટ્રના એકે એક નાગરિકને કાંતતાં શીખવો

બીજો રસ્તો એવો છે કે આપણે સૂતર પેદા કરીએ અને બહાર વેચી બીજો માલ લઈએ. આ બેકારી નિવારણનો કાયમી ઉકેલ નથી, એ તાત્કાલિક ઉકેલ છે. માટે એ રીતે વિચારવું જોઈએ. આજ સુધીમાં લોકોએ જે કંઇ નિર્ણય કર્યો છે તેમાં ભૂલ છે એવું નથી. બેકારી-નિવારણ માટે જે કંઇ વિચાર્યું છે તે ઠીક જ છે. સરકાર પોતાની શક્તિથી કામ કરી છે, આપણાથી બને તેટલી મદદ આપણે કરીએ છીએ. પણ આ કામ સરકારનું છે એ સ્વીકારવું જોઇએ. તો કોમ્યુનિટિ પ્રોજેક્ટ પર એ જવાબદારી નાંખવી કે ગામનું એકેએક ઘર ખાદીનો ઉપયોગ કરે અને ગામડાંઓ એનો સંકલ્પ કરે. બીજી વાત એ કે તમામને કાંતતાં શીખવવાની જવાબદારી સરકાર સ્વીકારે. મેં કેટલીયે વાર પંડિત નહેરુને આ વાત કરી છે કે જેમ દેશના તમામ નાગરિકને ભણાવવાની તમે તમારી ફરજ માની છે તેમ જ તમામને સૂતર કાંતતાં શીખવવાની પણ ફરજ માનો. વણકરોને એમના તરફથી પૂરું રક્ષણ મળવું જોઇએ. વસ્ત્ર-સ્વાવલંબન માટે જ નહીં, બેકારી-નિવારણ માટે પણ એમાંથી ઉત્તમ મદદ મળી શકશે. બેકારી-નિવારણ એટલા માટે કહું છું કે અંબર ચરખો ચાલશે તો તે એકાદ કલાક માટે તો નહીં જ ચાલે, ઓછામાં ઓછા ૭ કલાક તો ચાલવાનો જ. અને ગામલોક એવો નિર્ણય કરશે કે અમારા ગામમાં બહારથી કાપડ નહીં આવે. અને જો સરકાર એવી નીતિ નક્કી કરે કે ગામની ખાદી ગામમાં જ પેદા કરવી છે તો કેટલાક ચરખા પર કાંતશે અને કેટલાક તકલી ચલાવશે. આમ અંબર ચરખા ઉપરાંત બીજું પણ કેટલુંક સૂતર તૈયાર થશે. જેમ કે મંગરોડમાં ૨૦-૨૫ અંબર ચરખા આવ્યા એની સાથે સાથે લોકોએ ૮૦-૮૫ વાંસના ચરખા પણ વસાવ્યા. એટલે કે લોકોમાં એક ભાવના પેદા થઇ ગઈ.

**તાત્કાલિક ઉપાયમાં ખતરો**

ગામડામાં જે કંઈ પેદા થાય છે તેની પહેલી ખપત ગામમાં થવી જોઈએ. આ યોજનાનો અમલ કરીશું તો બેકારીનો કાયમી ઉકેલ થશે, નહીં તો તાત્કાલિક ઉપાય થશે અને તેમાં જોખમ છે. જોખમ એટલા માટે કે સરકારની એમાં મદદ કરવાની જે શક્તિ છે તે હમેશાં વધારે ઓછી રહેવાની. એ તો કયારેક કહી દેશે કે આથી વધારે અમારાથી બને તેમ નથી. પણ ૩૬ કરોડમાં ૬ કરોડ જવા દેતાં બાકીના ૩૦ કરોડ લોક ગામનું કાપડ ગામમાં જાતે જ બનાવી લે અને એ રીતે આપણાં ગામડાં બેકારીમાંથી બચી જાય તો આપણે એક મોટું કામ કરી શકયા, બેકારીનું ઘણું મોટું નિવારણ થઈ શક્યું એમ માની શકાય.

(સર્વસેવાસંઘની કાર્યકારિણી સભા સમક્ષ. કાંચીપુરમ્. ૨૬-૫-૫૬)

# ૧૭
# સંસ્કૃતિઓનું પંજ—આબ

ઉત્તર પ્રદેશ અને દિલ્હીવાળા હવે બાબા પાસેથી સમયની અપેક્ષા નથી રાખતા. હવે પંજાબ અને હિમાચલ પ્રદેશવાળાઓને માગવાનો અધિકાર છે કે હવે બાબાની પદયાત્રા એમના પ્રાંતમાં થાય. પણ હાલમાં ત્યાં પદયાત્રા થવાની નથી. હાલમાં હું દક્ષિણમાં ફરી રહ્યો છું. એનાથી પંજાબવાળાઓને ખૂબ શક્તિ મળવી જોઈએ. એમની હિમ્મત વધવી જોઈએ. હિન્દુસ્તાન અંદરથી એકરસ દેશ છે, તેથી અહીંની ભાવના ત્યાં ને ત્યાંની ભાવના અહીં પહોંચવી જોઈએ. તેમાં વળી આ તો વિજ્ઞાનનો જમાનો છે એટલે અંતર પણ ઘટી ગયું છે.

પંજાબનો મામલો અમુક અંશે ઊકલેલો છે, એ પણ ઈશ્વરની ભારત પર કૃપા જ છે. ભાષાવાર પ્રાંત-રચનાના બારામાં ત્યાં એક મડાગાંઠ પડી ગઈ હતી. પણ હમણાં એ મામલો કંઈક ઊકલ્યો છે..

બધાને પૂરેપૂરું સમાધાન તો નથી થયું, છતાં ઠીક ઠીક સમાધાન થયું છે એ ખુશી વાત છે.

આપણે ચાલીએ છીએ ત્યારે પગ ભૂમિ પર હોય છે, પરંતુ માથું અને મસ્તક ઊંચા આકાશમાં રહે છે. જે દિવસે આપણે પગની સાથે માથું પણ જમીન પર લાવી દઈશું તે દિવસે માનવની માનવના ખતમ થશે, એ પ્રાણી બનશે, એને પશુની અવસ્થા પ્રાપ્ત થશે. આ બાબતમાં માનવ-મૂર્તિ અન્ય પ્રાણીઓથી જુદી છે. માનવ આસમાનમાં રહે છે; એના પગ ભૂમિ પર રહે છે, માથું આસમાનમાં રહે છે અને એ અત્યંત વ્યાપક ચિંતન કરે છે. ભૂદાન કાર્યકરોએ પણ એવી જ રીતે ચાલવું જોઈએ જમીન પર, ચિંતન વ્યાપક કરવું જોઈએ.

## સંસ્કૃતિઓની સંગમભૂમિ

પંજાબને મારે પંજાબીઓને જે ગૌરવ પ્રાપ્ત થયું હતું તે પ્રાચીન કાળથી આજ સુધી છે. ત્યાંના લોકોને મારે આનું ભાન કરાવવું છે. એ અનેક સંસ્કૃતિના સંગમની ભૂમિ છે. કેવળ પાંચ નદીઓનું એ સ્થાન છે એમ નથી. એ અનેકવિધ સંસ્કૃતિઓનું સ્થાન છે. ગ્રીક, મુસલમાન, હિંદુ એમ પંજાબ મેળવાળી સંસ્કૃતિ છે. આ ગૌરવ જો ખ્યાલમાં આવશે તો પંજાબમાં એકતા થશે અને તાકત વધશે. નહીં તો ત્યાં ભેદ-ભાવ વધશે. ત્યાં અનેકવિધતા હોવાને કારણે ભેદભાવ વધતા જશે તો પંજાબનું કામ થવાનું નથી. ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનો સંગમ હોવાને લીધે ત્યાં અભેદવૃત્તિ છે. આવું સદ્ભાગ્ય બીજા પ્રાંતને નથી સાંપડ્યું. જૂના જમાનામાં સમુદ્ર ઓળંગવાની મનાઈ હતી. સમુદ્ર ખેડી બીજા દેશમાં જવું બહુ અઘરું હતું. પણ હવે એવું નથી. પંજાબ અને એશિયાનો એ જમાનામાં ઘણો સંબંધ થયો. આને કારણે પંજાબમાં વિવિધતા ટકી રહી છે. પણ આ વિવિધતાઓમાં જે એકતા છે તે ભૂલવાની નથી. ત્યાં આપણે અભેદની ભૂમિકા લઇ શકીએ તેમ

છે. ત્યાં વિવિધતાનું રૂપાંતર ભેદભાવ અને ઝઘડાઓમાં થાય છે કારણ કે ત્યાં શીખ અને મુસલમાનો વચ્ચે બનાવ નથી.

### પંજાબ શુભેચ્છા-મંડળ બને

પાકિસ્તાન અને હિંદુસ્તાન એમ બે ભાગલા તો પડયા છે. પણ હું એ કહી દઉં છું કે એ ભેદની કોઇ હસ્તી નથી. એ ભેદ કૃત્રિમ છે અને ટકવાનો નથી. રાજકીય દૃષ્ટિએ એ બે દેશ છે એમ ગનાય છે, પરંતુ સાંસ્કૃતિક રીતે તો બન્ને એક જ છે. એ એકતા તૂટી શકે તેમ નથી. આજે દેખાતો ભેદ ટકવાનો નથી. હાલ આ બે દેશ છે, પણ એમનો સંબંધ નજીકનો છે. બન્ને એક બીજા સાથે સંકળાયેલા છે. નદીઓ પણ અહીંથી ત્યાં વહેતી જાય છે અને સંબંધ બાંધે છે. અગાઉના જમાનામાં નદીઓને લીધે શત્રુ-મિત્ર બનાતું હતું. નદીની આ પારના લોકો અનુકૂળ અને પેલી પારના લોકો પ્રતિકૂળ એવું બનાતું હતું. પરંતુ આજે આ જાતના ભેદ નથી રહ્યા. સમુદ્રને લઇને જે ભેદભાવ હતા તે પણ આજે ઘટયા છે. આમ છતાં આપણે જોઇએ છીએ કે આજકાલ ભેદભાવ વધ્યે જ જાય છે. આવું જો થશે તો એમાંથી ભૂદાન નહીં પાંગરે. આપણે ભૂદાન મારફતે દિલો જોડવા છે તેથી પંજાબના સેવકો પાસે અપેક્ષા છે કે એ લોકો ત્યાંના ભેદભાવો વિસારી ધર્મયુદ્ધ આદરે અને એકતાની વાત જનતા સમક્ષ રજૂ કરે. પંજાબ આપણું 'ગુડવિલ મિશન'–શુભેચ્છા પ્રતિનિધમંડળ છે. આપણે એની મારફતે બીજા દેશો સાથે પ્રેમ-સંબંધ સ્થાપી શકીશું.

### અનેક ભેદોમાં એકનો વધારો નથી ખપતો

હિન્દુસ્તાનમાં અલગ અલગ વિભાગો પડયા છે, ભાગલા પડયા છે. આ બધું અલગ અલગ પક્ષોને કારણે બનવા પામ્યું છે. અને તેથી હું પક્ષોને માનતો નથી. હું આવી વાતો કરું છું ત્યારે કેટલાકને

લાગે છે કે આ તો આઉટ ઑફ ડેટ-બીતી તિથિનો માનવી છે. આ આજના જમાનાનો નમૂનો નથી. કાં તો બે ત્રણ હજાર વર્ષ પાછળનો નમૂનો છે અને કાં તો બે ત્રણ હજાર વર્ષ આગળનો નમૂનો છે. છતાં હું કહું છું કે આ પશ્ચિમમાંથી આવેલી પક્ષભેદવાળી વાત ભયંકર છે. જ્યાંથી આવી છે ત્યાંને માટે પણ ભયંકર છે. આપણે ત્યાં તો ધર્મભેદ, જાતિભેદ પહેલેથી જ મોજુદ હતા. એમાં પાર્ટી–ભદનો ઉમેરો થશે તો લાભ થવાનો નથી. એ ભેદોનું રૂપાંતર ઝઘડાઓમાં થશે. આ જાતિભેદ તૂટે તેમ હતો. એના પર પૂરતા પ્રહાર થઈ ચૂકયા હતા. પણ એ પૂરો તૂટયો નહોતો, ત્યાં આ ચૂંટણી આવી અને એને જીવનદાન મળી ગયું. હું આવું આવું કહું છું તેથી કેટલાકને દુઃખ થાય છે અને કહે છે કે તમે અમારી સાથે નથી. આજે અલગ અલગ પાર્ટીવાળા જે લોકો આમાં કામ કરે છે તે બધા પોતપોતાની પાર્ટી છોડી દે એવો મારો કોઇ આગ્રહ નથી. પણ મને કોઇ પાર્ટીનું આકર્ષણ નથી. દૂરથી જોઉં છું અને મને લાગે છે કે જેમ લોકોને અકબરની ખબર નહોતી તેમ આ પાર્ટીઓની પણ ખબર નથી રહેવાની.

### અહિંસાની રાજધાની–અયુદ્ધા

લોકોને એક જ રાજાની ખબર છે, અને એ રાજારામ; એની રાજધાની અયોધ્યા છે. અયોધ્યા એટલે અયુદ્ધા, જેમાં યુદ્ધ નથી થતું તે. અને રામનું વર્ણન કરતાં કહે છે, ' પ્રભુ તરુતર કપિ ડાર પર, પેખિયે આપ સમાન.' એટલે કે વાંદરાઓમાં એટલી સભ્યતા નહોતી કે પ્રભુ નીચે બેઠા છે ને આપણાથી ઉપર કેમ બેસાય ! પરંતુ પ્રભુએ તો એમને પોતાની બરોબરીના ગણ્યા. તો એવા પ્રભુ કે જે આપણને પોતાની બરોબરીના બનાવે છે ! અને એમની રાજધાની અયોધ્યા. કે જ્યાં અહિંસાનું રાજ્ય છે. આવો આપણા દેશનો વૈભવ છે. તેથી જેમણે રાજનીતિને મહત્ત્વ આપ્યું છે તે લોકો આપણા દેશની તાકાતને નથી ઓળખતા.

### શક્તિનું અધિષ્ઠાન-ત્યાગનો કાર્યક્રમ

આપણા દેશ માથે એક મોટો બોજ હતો. એને હલકો કરવા માટે ધાર્મિક પુરુષો, સાહિત્ય વગેરે તમામે ભાગ લેવો જરૂરી હતો. એ બોજ હલકો કરવાનો હતો. સ્વરાજ્ય મળ્યું અને બોજ હલકો થયો. એ પણ એક શક્તિશાળી કામ હતું કારણ કે એમાં ત્યાગ કરવો પડતો હતો. એ જમાનામાં ચાર આનાના કોંગ્રેસના સભ્ય બનવું એ પણ અધિકારીઓનો રોષ વહોરવા જેવું હતું. ખાદી પહેરવી એ પણ અઘરી વાત હતી. પણ આજે ચાર આનાના સભ્ય થવામાં કશી આફત નથી. ઊલટી કોઇકની મહેરબાની મળી શકે, એમાં કશું ખોવાપણું નથી. પરંતુ શક્તિનું અધિષ્ઠાન તો ત્યાગમાં હોય છે. સ્વરાજ્ય પહેલાં જે લોકો રાજનીતિમાં ભાગ લેતા હતા તેમને આ શક્તિશાળી કાર્ય કરવું પડ્યું હતું. આજે જ્યાં સામાજિક અને આર્થિક અસમાનતાઓ દૂર કરવાનું કામ ચાલે છે ત્યાં શક્તિ છે. સારા સારા માણસો રાજનીતિમાં જવા તાકે છે, પરંતુ શક્તિ ત્યાં નથી.

### ગાંધીની દૂર-દૃષ્ટિ

ગાંધીજીએ સ્વરાજ્ય પહેલાં જ સ્વરાજ્ય પછીનાં કામો શરૂ કરી દીધાં હતાં. ૧૯૧૮માં એટલે સ્વરાજ્ય પહેલાં ૩૦ વર્ષ પર એમણે પોતાના દીકરાને દક્ષિણમાં હિન્દી-પ્રચાર માટે મોકલ્યો હતો. આજે પણ એ કામ પૂરું થયું નથી. દક્ષિણ ભારતના લોકો એવું સારું હિંદી જાણતા નથી, પરંતુ સ્વરાજ્ય માટે એનો ખપ પડવાનો છે એ પામી જઇને ગાંધીજીએ પહેલેથી જ એની શરૂઆત કરી દીધી હતી. નઈ તાલીમનું કામ પણ એ જ રીતે પહેલેથી શરૂ કરી દીધું હતું. આવી જ દીર્ઘ-દૃષ્ટિથી એમણે એવાં બીજાં કામો પણ શરૂ કરી દીધાં હતાં. એ કેવળ રાજનીતિમાં પડ્યા જ નહોતા. એ જાણતા હતા કે રાજનીતિમાં તાકત છે: કારણ એમાં પણ એ વખતે ત્યાગ કરવાનો

હતો, પરંતુ આ બીજાં બધાં કામો વિના આપણે સ્વરાજ્ય ટકાવી નહીં શકીએ એ એમણે પારખી લીધું હતું.

### રાજનીતિમાં ભોગ સ્વાભાવિક છે

આપણે હવે સમજી લેવું જોઇએ કે જે ત્યાગનું ક્ષેત્ર હતું તે આજે ભોગનું ક્ષેત્ર બની ગયું છે. એમાં રહીને પણ ભોગથી અલિપ્ત રહી શકાય; ભરતને એવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. જ્યારે રામ અને ભરત મળ્યા ત્યારે લોકો સમજી ન શક્યા કે જંગલમાં કોણ ગયું હતું અને અયોધ્યામાં કોણ રહ્યું હતું. કવિ લખે છે કે એક મોટો દેખાતો હતો અને બીજો નાનો ફક્ત તેટલા ફેરથી લોકો ઓળખી શકયા હતા. રાજ ચલાવનારા આ રીતે રાજ્ય ચલાવશે તો ઉત્તમ કાર્ય થશે. એમનાથી બની શકે અને ત્યાં ત્યાગ કરી શકે તો જરૂર કરે; બાકી ત્યાં ત્યાગ સ્વાભાવિક નથી, ભોગ સ્વાભાવિક છે. પહેલાં ત્યાં ત્યાગ સ્વાભાવિક હતો. લોકો ખુશીથી જેલમાં જતા હતા. પરંતુ દંડ વસૂલ કરવાની વાત આવતી ત્યારે કેટલાક ડરવા લાગતા. અહીં ભૂદાનમાં તો લોભ મારવાની વાત છે. ત્યાગ વગર એ બની ન શકે. એટલે એ જમાનામાં જેમણે ત્યાગ કર્યો હતો તે લોકો પણ આની વિરુદ્ધ હોઇ શકે, બધા ન હોઇ શકે. પરંતુ અમુક, ખાસ્સા લોકો વિરુદ્ધ શકે. એમણે ત્યાગનું પરિવર્તન ભોગમાં કર્યું છે. સારી જેવી જમીન વગેરે મેળવ્યું છે. એટલે હવે એ બધું છાનીથી છેટું કરવું અઘરું પડે છે. રાજનીતિમાં ત્યાગની તક થોડી છે, સામાજિક અને આર્થિક ક્ષેત્રમાં ત્યાગની તક છે. તેથી આ ક્ષેત્રમાં વિશેષ શક્તિ છે.

[ પંજાબના કાર્યકર્તાઓ સાથેની ચર્ચા. કાંચીપુરમ્ ૨૯-૫-૫૬ ]

# ૧૨
# વિચારશાસન અને કર્તૃત્વવિભાજન દ્વારા શાસનમુક્ત સમાજ રચના

લોકોને લાગે છે કે આ માણસ દેશનું કામ કરી નાખશે. ચાલુ જમાનામાં પણ એવી ભાવના છે. આપણે એને વિભૂતિ-પૂજા કહીએ છીએ. હિંદુસ્તાનમાં તો એ છે જ, દુનિયામાં પણ છે. પણ આપણે જાણીએ છીએ કે બીજા દેશાની તુલનામાં આપણા દેશમાં વિભૂતિ-પૂજા ઓછી છે. એ આપણું હિંદુસ્તાનનું દર્શન છે. તમે જોશો કે હિન્દુસ્તાનમાં કોઈનું નામ ન ચાલ્યું. ઈસાના નામ પર ઈસાઈ ધર્મ ચાલ્યો. એ લોકોએ ઈસુને પૂર્ણ પુરુષ, પરમ આદર્શ ગણ્યો છે. આખો ઈસાઈ ધર્મ એક વ્યક્તિની આજુબાજુ ઊભો કર્યો છે. ઈસ્લામમાં જોશો તો દેખાશે કે મહંમદે વારંવાર કહ્યું છે કે હું માત્ર મનુષ્ય છું. તમારી ને મારી વચ્ચે કશો ભેદ નથી. તો પણ 'મહંમદ અલ્લાનો પયગંબર છે અને એ છેલ્લા પયગંબર છે' એમ કહેવાય છે. પરિણામે આખો ઈસ્લામ ધર્મ મહંમદના વ્યક્તિત્વની આજુબાજુ ખડો છે. આ જ વાત બૌદ્ધો વિષે પણ કહેવાય છે. બુદ્ધે ક્યારેય પોતે ઈશ્વરનો અવતાર છે અથવા પોતે ઈશ્વરનો સંદેશો લાવ્યા છે એવું નથી કહ્યું. એવી કોઈ વાત એમણે નથી કરી અને એ એમની વિશેષતા ગણાય છે. 'હું જે કંઈ કહું છું તે તમારી બુદ્ધિની કસોટી પર કસજો, ખરી ઊતરે તો માનજો. ખરી ન ઊતરે તો ન માનશો। આ પ્રમાણે બુદ્ધે કહ્યું છે. પણ ગૌતમ બુદ્ધના અનુયાયીઓએ આખો બૌદ્ધ ધર્મ બુદ્ધના વ્યક્તિત્વની આજુબાજુ ઊભો કરી દીધો. આ મૂર્તિ-પૂજા જે ચાલે છે તે બૌદ્ધોએ ચલાવી છે. તમને ખબર હશે કે મુસલમાનો મૂર્તિ-પૂજાને બૂતપરસ્તી કહે છે. એ લોકો મૂર્તિને 'બુદ્' કહે છે, અને એ શબ્દ એમણે 'બુદ્ધ' પરથી બનાવ્યો છે. એટલે સુધી એ ચાલ્યું છે કે બુદ્ધ ભગવાનના દાંતોની પણ પૂજા થાય છે. એ દાંત ખરેખર અસલ દાંત

છે કે નવા બનાવટી દાંત છે તે પણ હું નથી જાણતો પણ દાંતની પણ પૂજા થાય છે. એટલે કે એક વ્યક્તિની આજુબાજુ એક વસ્તુ ઊભી કરવામાં આવી છે. મને ખબર છે ત્યાં સુધી એક હિંદુ ધર્મ જ એવો છે કે જેમાં મહાન પુરુષો થયા હશે, એમના પ્રત્યે ગુરુ-ભાવના ધરાવનારા લોકો પણ થયા, એમને એવી ગુરુભાવના સેવવાનો અધિકાર છે; આમ છતાં કોઈ એક વ્યક્તિનું કંઈ ન ચાલ્યું. ન કૃષ્ણનું ચાલ્યું, ન કપિલનું ચાલ્યું, ન શંકર-રામાનુજનું ચાલ્યું, ન વ્યાસનું ચાલ્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે સમસ્ત હિંદુ ધર્મની રચના એમના પૈકી કોઇ એકની આજુબાજુ થઇ હોય એવું નથી બન્યું. રામનું ચરિત્ર વંચાય છે, કૃષ્ણનું ચરિત્ર પણ વંચાય છે. એમનામાં ઈશ્વરત્વની કલ્પના કરીને વંચાય છે, માનવતાની કલ્પના કરીને નથી વંચાતાં. આમ છતાં એટલા કરોડો હિંદુઓ હશે જેમના ઘરમાં કૃષ્ણે બોધેલી ગીતા નહીં હોય. ગીતા રાખવી જ પડે એવી ફરજ નથી. રામાયણ પણ વાંચી શકાય, 'કુરલ' પણ વાંચી શકાય અને બન્નેયને બાજુએ રાખીને કબીરદાસના દોહા પણ વાંચી શકાય.

### એક-ગુરુ-વાદ પ્રગતિ-પોષક નથી

અમે વર્ધામાં રહીએ છીએ ત્યાંથી પાંચ માઇલ પર પવનાર નામનું ગામડું છે. ત્યાં અમારો પરંધામ-આશ્રમ છે. ગામની વસ્તી ત્રણેક હજારની છે. છસો ઘર છે. એ છસો ઘરમાંથી ચાલીસેક ઘરો મુસલમાનનાં છે. એ ગામમાં કુરાનની જેટલી નકલો છે તેટલી નકલ હિંદુ ધર્મના એકે ગ્રંથની નથી. ઈસ્લામ ધર્મ મહંમદની આજુબાજુ ખડો કરવામાં આવ્યો છે અને વાંચી શકે એવા દરેક મુસલમાન પાસે કુરાન હોય છે. ન વાંચી શકે એવા પાસે પણ પૂજા માટે કુરાન હોય છે. લગભગ એકે એક પ્રૌઢ વ્યક્તિ પાસે કુરાનની એક એક નકલ હોય છે. શરૂઆતનાં થોડાં પાનાં વંચાય ને પછી બાકીનાં કોરાં જ રહે છે. કયારેક તો અર્થ પણ ન સમજતા હોય છતાં કુરાન તો રાખે જ. મેં બીજું એકે પુસ્તક એવું નથી જોયું કે

જેના પર એમને આટલી શ્રદ્ધા હોય. હિંદુઓ પાસે દસબાર ધર્મગ્રંથો હોય છે. મરાઠી જાણતો હોય તે જ્ઞાનેશ્વરી રાખે છે. નહીં તો તુલસી–રામાયણ રાખે છે. કોઈ ગીતા રાખે છે તો કોઇની પાસે રામાયણ હોય છે, તો કોઇ તુકારામ ગાથા રાખે છે. આમ બધે ઘેર એક જ પુસ્તક નથી હોતું. એટલે ગામમાં સહુથી વધારે કુરાનની નકલો જોવા મળે છે. ઘણાને એમ લાગે છે કે એનાથી એકતા વધે છે અને એનાથી કંઈક લાભ થાય છે. સંગઠનમાં માનનારાઓને આ લાભ જરૂરી પણ લાગે છે. હું સમજું છું ત્યાં સુધી આધ્યાત્મિક ચિંતન અને સામાજિક ઉન્નતિમાં આ બહુ ઉપયોગી વસ્તુ નથી. આ શબ્દો સાવધાનીથી બોલી રહ્યો છું. એનાથી થોડી મદદ થાય છે, વધારે નથી થતી.

હું કહેવા એ માગું છું કે સામાજિક કાર્ય કોઈ એક વ્યક્તિની આજુબાજુ ઊભું ન થવું જોઇએ. જો એવો ભાસ ઊભો થતો હોય કે આ આંદોલન બાબા જ ચલાવશે, એ જ એને પાર પાડશે તો એનો અર્થ એટલો જ કે આપણે ભીંત ભૂલીએ છીએ–પાયાની વાત જ સમજતા નથી. આવા ભ્રમમાંથી લોકો છૂટવા જોઇએ. પગે ચાલનારો ક્યાં ક્યાં પહોંચશે? અહીં ચાર મહિના રહેવાનો છે, તો પછી ભગવાન જાણે બીજે ક્યારે જશે? એટલે તમે જુઓ છો કે આ બે–પાંચ વર્ષમાં નાના નાના માણસો ઊઠીને ઊભા થયા છે અને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કામ કરવા માંડયા છે. થોડી ઘણી ભૂલ પણ કરે છે, પણ કંઈ ને કંઈ કરે છે જરૂર.

### નેતૃત્વનું કેન્દ્રીકરણ અનિષ્ટ છે

મને તો લાગે છે કે અખિલ ભારતીય નેતૃત્વ એ ખોટી વસ્તુ છે. અને ઉત્તર ભારત માટે ગંગા–યમુનાના સંગમવાળું નેતૃત્વ પણ ખોટું છે. પ્રયાગમાં જ્યાં ગંગા–યમુનાનો સંગમ થાય છે ત્યાં નેતાઓ પાકે છે એ તમને ખબર હશે. સંગમનો એ મહિમા જ છે. ત્યાં નેતાઓના અનુયાયી નથી. કેટલાયે નેતા એવા છે, જે પોતાને નેતા સમજે છે,

પણ પાછું વાળીને જુએ તો કોઈ અનુયાયી નથી. અને પછી અનુયાયીની શોધમાં એ અનુયાયીના પણ અનુયાયી બને છે. મારી વ્યાખ્યા છે કે નેતા તે કે જે અનુયાયીઓ શોધતો હોય અને અનુયાયીનો અનુયાયી બને. માલિક તે જે ગુલામનો ગુલામ હોય. તરસ લાગે તો પાણી પણ પી ન શકે. ફાવે તો પાણી ક્યાં હોય છે તે પણ ખબર નહીં હોય એટલે પાણી પી નહીં શકતો હોય. નોકર આપશે ત્યારે પી શકાશે. આવી જ રીતે નેતા અનુયાયીની પાછળ જાય છે. એમને વિચાર થઈ પડે છે કે અનુયાયી શું કહેશે. હું ફલાણી વાત કરીશ તો અનુયાયીઓ મારી વાત નહીં માને, માટે એ વાત કરવી નથી. ટૂંકમાં જે સત્ય દેખાતું હોય તે સીધે સીધું જનતા સામે મૂકવાની હિંમત નથી. આમાં હું કહેવા એ માંગતો હતો કે અખિલ ભારતીય નેતૃત્વ જો ખોટું છે તો ઉત્તર પ્રદેશના એકાવન જિલ્લાનું નેતૃત્વ પણ ખોટું છે.

એકાવન જિલ્લાનો કારભાર કોણ સંભાળશે ? કરણભાઈ ! સંસ્કૃતમાં એક કહેવત છે કે એક બે ત્રણ ને ચાર આંગળી ગણતાં વધે તે 'અનામિકા' કહેવાય. નિર્દેશ કરવા જેવા ચાર હતા તે ચાર તો નેતા છે. પણ ઉત્તર પ્રદેશમાં એક જ નામ ચાલે છેઃ કરણભાઈ ! કોઈવાર કોઈ કાગળ આવે છે તો હું કરણભાઈને મોકલી આપું છું. ભગવાન જાણે કરણભાઈ ક્યારે ક્યાં ફરતા હશે અને એ કાગળને ક્યાં મોકલતા હશે ! બાજુમાં જ બિહાર છે, ત્યાં કામ થયું તેનો ઉત્તર પ્રદેશને સ્પર્શ થવો જોઈતો હતો, પણ એ નથી થયો. એનું કારણ એ કે કરણભાઈ એક જ છે. એક નારદ મુનિ એક વાર કૃષ્ણ પાસે ગયા ને કહે તમારે સોળ હજાર ને અઢાર રાણીઓ છે તો એમાંથી મનેય એકાદ આપો. કૃષ્ણે કહ્યું, "ઠીક છે. એ બધી અલગ અલગ ઓરડાઓમાં રહે છે. જે ઓરડામાં હું ન હોઉં તે ઓરડાવાળીને તમે લઈ જઈ શકો છો." નારદ મંડ્યા ઓરડા ફરવા. એક એક ઓરડામાં જાય ને જુએ તો દરેક ઓરડામાં ભગવાન હાજર. પણ

કૃષ્ણ ભગવાનવાળી એ કળા તો કોઇ પાસે નથી. એ કળા કરણભાઇએ સાધેલી હોત તો તો સવાલ જ નહોતો. પણ એ કળા કોઇને પણ સિદ્ધ ન થવી જોઇએ કારણ કે નેતૃત્વ જવું જોઇએ.

### વિચાર-શાસનનું તંત્ર કેવું હશે ?

આપણને સંગઠન નથી ખપતું. કોઈ એક જગ્યા હોવી જોઇએ કે જ્યાંથી બધી માહિતી ચોક્કસ રીતે મળી શકે. એક આવી ઓફિસ બનવી જોઇએ કે જ્યાં કોઇપણ કાગળ લખીને કંઇ પૂછાવે કરે તો તેને માહિતી મળી રહે. એનું કામ એટલું જ રહે. કોઇને સલાહ સૂચના જોઇતી હોય તો પૂછાવી શકે છે; પણ એ માનવી હોય તો માને ને ન માનવી હોય તો ન માને. જે સંગઠનમાં સૂચના ન માનવાની આઝાદી ન હોય, તે સંગઠન નકામું છે. અને સલાહ ન મળે તો એ સંગઠન જ નથી. સલાહ મળવાની સગવડ હોય પણ ન માનવાની સ્વતંત્રતા પણ હોય, એવો સિદ્ધાંત કોઇપણ રાજદ્વારી પાર્ટી કબૂલ નહીં રાખે, તેથી રાજકીય પાર્ટીનું કાયમી મહત્ત્વ નથી. ઇતિહાસમાં રાજાઓ આવ્યા અને ગયા. શાળામાં છોકરાંઓ પાસે એમનાં નામ ગોખાવાય છે અને એમની તારીખો ધ્યાનમાં રાખવાનું કહેવાય છે. લોકો તુલસીદાસનું નામ જાણે છે, કબીરદાસનું નામ જાણે છે. લોકો જાણે છે કે મહાપુરુષ કોણ છે, કોણ આપણા સાચા સેવક અને હિતચિંતક છે. લોકો કહે છે અકબરના જમાનામાં તુલસીદાસ થઇ ગયા. તેવી જ રીતે સાંભળીએ છીએ કે પલ્લવ રાજાઓના કાળમાં શંકરાચાર્ય થઇ ગયા. કોણ જાણે કયા પલ્લવ ને કેવા પલ્લવ ? કયા ઝાડના પલ્લવ ? હવે એમના જમાનામાં શંકરાચાર્ય થઇ ગયા એવું કહેવાય છે. લોકો જેનું નામ પણ જાણતા નથી તેવા રાજાઓનો એ જમાનો હતો. આવી ઊલટી વાત છે જમાનો અકબર અને પલ્લવોનો નહોતો. જમાનો તો તુલસીદાસ અને શંકરાચાર્યનો હતો. મારું કહેવું એ છે કે સલાહ અને હુકમો ન ચાલવાં જોઇએ. આમ છતાં સંગઠન હોય તો એવી સલાહ મળવી જોઇએ કે જે ન માનવાની

આપણને આઝાદી હોય. પણ રાજકીય પાર્ટીઓમાં આ કદી નહીં ચાલે. એમની પાસે દંડો હોય છે. એના આધાર પર રાજ ચલાવે છે એટલે દિમાગની આઝાદી નથી રહેતી.

**સલાહ માનવાની અને ન માનવાની સ્વતંત્રતા સહુને મળવી જોઇએ**

ઉત્તર પ્રદેશની સરકાર એક પાઠ્ય પુસ્તક નક્કી કરે એટલે કુલ એકાવન જિલ્લાઓમાં છોકરાંઓને એ પુસ્તક ભણવું પડે. આ જે શક્તિ છે તે નહોતી તો શંકરમાં, નહોતી રામાનુજમાં કે નહોતી બુદ્ધમાં. જે શીખવું જોઇએ એ પણ શીખવું પડે છે, અને ન શીખવા જેવું પણ શીખાઈ જાય છે. આ શક્તિ ઉત્તર પ્રદેશની સરકારમાં છે. અને હજુ આટલા એકાવન જિલ્લાથી એનું પેટ નથી ભરાતું તે વિંધ્ય પ્રદેશના બીજા દસબાર જિલ્લાની માગણી કરે છે. આમ એકાવનને બદલે સાઠ–બાસઠ જિલ્લાઓમાં એક ચોપડી ચાલશે. હું કહું છું કે તમામ હિંદીભાષી વિસ્તારને પોતાનો પ્રાંત માનો. આવી રીતે દિમાગોને એક ઢાંચામાં ઢાળવા એ સકંજામાં નાખવા જેવું છે. દુનિયામાં આ સહુથી ખરાબ વસ્તુ છે. શ્રદ્ધા હોવી જોઇએ. મા પર બાળકોની શ્રદ્ધા હોય છે. માની મારફતે જ બાળકોને જ્ઞાન મળે છે. નહીં તો એમને જ્ઞાન મળી શકે. એ કહે કે જો પેલો ચાંદો છે તો બાળક એ વાત માને છે. પણ એ બાળકના મનમાં શંકા પડે કે કોણ જાણે આ ચાંદો હશે કે નહીં, કોઈને પૂછવું પડશે, કોઇની સલાહ લેવી પડશે કે આ ચાંદો છે કે નહીં તો એ બિચારો જ્ઞાન નહીં પામી શકે. આમ સમાજને શ્રદ્ધાની જરૂર છે એમાં શક નથી, પણ એના પર કોઇ ચીજ લાદવામાં આવે તો એ ભયજનક વસ્તુ છે.

• સરકાર મારફતે અને રાજકીય પક્ષો મારફતે આ બધાં કામો થાય છે. પણ જે દિવસે આપણને સમજાઇ જશે કે આમ તો આઝાદીનું નામ જપવા છતાં આપણે આઝાદીના પગમાં કુહાડો મારીએ છીએ તે દિવસે સાચી આઝાદી મળવાની છે. ત્યાં સુધી આઝાદી નહીં આવે.

એક ગુલામી જઇને બીજી ગુલામી આવશે. દૂધનું દહીં બને છે, દહીંનું માખણ બને છે, માખણનું ઘી બને છે. પણ ઘીનો પથરો નથી બનતો. પત્થર એક જુદી જ વસ્તુ છે. આમ ગુલામીનું રૂપાંતર થઈ જાય, અને એક રૂપાંતર બીજા કરતાં સારું છે એવો ભાસ પણ થાય તોપણ એ સાચી આઝાદી નહીં હોય. તો, લોકો પૂરેપૂરા આઝાદ હોવા જોઈએ. ત્યારે પણ સલાહ તો અપાશે. સલાહ માને તોપણ કામ સારું થાય છે અને ન માને તોપણ કામ સારું થાય છે એ આપણે સાબિત કરવું છે.

### સત્ય સત્તા નહીં ચલાવે છતાં જ્યારે સત્યની સત્તા ચાલશે ત્યારે શાસનમુક્ત સત્યયુગ આવશે

એવી પણ કોઈક સત્તા હશે જે સત્તા નહીં ચલાવતી હોય અને છતાં એની સત્તા ચાલતી હશે. શાસનમુક્ત સમાજનો અર્થ એ જ છે કે સત્યની સત્તા ચાલશે. એટલે સત્યની સત્તા બધાં સ્વીકારે છે, એ સિદ્ધ થાય, છતાં હકુમત ન ચાલે. હિંદુસ્તાનની આ વિશેષતા ખાસ કરીને સંસ્કૃત સાહિત્યમાં જોવા મળે છે. એમાં વિચારની જે આઝાદી છે તે મેં બીજી કોઇપણ ભાષાના સાહિત્યમાં નથી જોઈ. કપિલ, કણાદ, જૈમિની મોટા મોટા મહાપુરુષો થઈ ગયા. એ બધા મહાન વિચારકો હતા. એક બીજા પર પ્રહાર કરતા હતા. આમ છતાં એ તમામ પૂજ્ય હતા. એ બધા હિંદુ ધર્મમાં થયા હતા અને એ બધાએ થઈને જ હિંદુ ધર્મને આગળ વધાર્યો છે. આમાં વિચારનું સ્વાતંત્ર્ય છે.

હું ઈચ્છું છું કે કરણભાઇની ઓફિસ એક નિમિત્ત માત્ર બને. જેમની પાસે જમીન છે, અને જેમની પાસે જમીન નથી એવા તમામની પાસે આપણા કાર્યકરો જશે. એ બન્ને પર આપણા કામની જવાબદારી છે એમ કહીએ તો ચાલે. અને તો જ આ કામ થવાનું છે. એમ નહીં બને તો કામ અટકશે અને લોકોનો જે સ્તર છે તે જ કાર્યકર્તાઓનો હોવાનો. પછી લોકોની શક્તિની જેટલી મર્યાદા તેટલું

આપી શક્યો. તોયે એટલો દાવો જરૂર કરી શકીએ કે ઉત્સાહ વધારે એવો એ પ્રયોગ છે અને એના પર વિશ્વાસ મૂકીને એ આગળ વધારવા જેવો છે.

બાપુએ આને નઈતાલીમ નામ કેમ આપ્યું? તાલીમ શબ્દની આગળ આ 'નઈ' લગાડવાની શી મતલબ? શિક્ષણ અને જ્ઞાનનો વિચાર તો મૂળભૂત હોય છે, એ અનાદિ હોય છે, નવો નથી હોતો. પરંતુ કાળે કરીને વચ્ચે વચ્ચે એ વિચાર નબળો પડી જાય છે. પછી નવા જમાના સાથે મેળ પડે એ રીતે એને નવા રૂપે પ્રગટ કરવાનો હોય છે એટલે એ નવી ચીજ બની જાય છે. ભગવાન કૃષ્ણ સાંદીપનિ ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવા ગયા ત્યારે એમને લાકડાં લાવવાનું કામ સોંપાયું હતું. અને એ કામની સાથે સાથે એમને વિદ્યા આપવામાં આવી. આ જાણીતું છે. તેવી જ રીતે સત્યકામ જાબાલિનો દાખલો પણ જાણીએ છીએ. એ ગુરુ પાસે ગયો હતો. ગુરુએ એને મંત્ર આપ્યો કે ગાયોની સેવા કર, અને એને ગાયોની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થયું. પછી એને બળદ, પંખી વગેરે પાસેથી પણ જ્ઞાન મળ્યું, એવી વાત ઉપનિષદ્‌માં આવે છે. પછી ગુરુએ એને પૂછ્યું કે તારા ચહેરા પર વિદ્યાનું તેજ દેખાય છે. તેં એ વિદ્યા કયાંથી મેળવી? ત્યારે એણે જવાબ આપ્યો અન્યે મનુષ્યેભ્યઃ એટલે કે મનુષ્યથી જુદી જાતના ગુરુ મળ્યા હતા. આપણને મનુષ્ય પાસેથી જ જ્ઞાન મળે છે એ અહંકાર પણ ખોટો છે. ઊલટું મનુષ્ય પાસેથી આપણને જે જ્ઞાન મળે છે તે એક અંશ માત્ર હોય છે.

### ભગવાનની શિક્ષણવ્યવસ્થા

ઘણી વખત હું કહ્યો કરું છું. લોકોને ફિકર પડી છે કે કંપલસરી (ફરજિયાત) અને ફ્રી (મફત) કેળવણી શી રીતે આપવી. હું કહું છું કે એની યોજના કરવાની બાકી નથી, ભગવાન એ યોજના કરી ચૂક્યો છે. આવી મહત્ત્વની યોજના, જેના વિના માણસનું નભે તેમ નથી ટકયો છે એવી શિક્ષણની યોજના કર્યા વગર જ ભગવાન માણસને જન્મ આપે એ બનવાજોગ નથી. કોઇ એક સરકાર બનશે,

મર્યાદિત કામ પણ થવાનું. તો આજે એ ઠર્યું કે ભૂદાન સમિતિઓ નિમિત્ત માત્ર રહેશે અને બાકીનું કામ લોકો ઉપાડી લેશે.

(ઉત્તર પ્રદેશ અને પંજાબના કાર્યકર્તાઓ સાથેની ચર્ચા. કાંચીપુરમ્)

13

## નઈતાલીમ–જીવનયજ્ઞ

તમને સહુ ભાઈઓને જોઈને ખૂબ આનંદ થયો. તમારામાંના કેટલાકથી તો હું પરિચિત છું, કેટલાક એવા પણ છે જેમનાથી પરિચિત નથી. સર્વોદય સંમેલનની સાથે સાથે આ સંમેલન થયું એ સારું થયું. એનાથી અહિંસામાં શ્રદ્ધા રાખનારા સહુને એકબીજા સાથે ભળવાનો મોકો મળે છે. બાપુ કહેતા કે નઈતાલીમ એ આ દેશને મારી સર્વોત્તમ અને છેલ્લી દેણ છે. બાપુને વાત વધારીને કરવાની ટેવ નહોતી. પોતાના શબ્દોને એમના જેટલો તોલી તોલીને બોલનાર બીજો મેં જાણ્યો નથી. એટલે એમણે જે કંઈ કહ્યું તે એમની દૃષ્ટિએ પૂરેપૂરું યથાર્થ હતું. એમનો શ્રેષ્ઠ ગુણ એ હતો કે એમનામાં એક પ્રતિભા હતી. એ વસ્તુની આવશ્યકતા તર્કશક્તિથી નહીં પણ સ્વયંપ્રજ્ઞાથી પામી જતા. સ્વરાજ મળ્યા પછી જે જે વસ્તુની જરૂરત પડે તેમ હતી તે તમામની એમણે શોધ કરી રાખી હતી. રાજ્ય બદલાતાં જ ઝંડો બદલાઈ જાય તેમ રાજ્ય બદલાવાની સાથે જ શિક્ષણ પણ નવું–નઈતાલીમ શરૂ કરવી પડશે એ એમની ધારણા હતી. પણ રાજ્ય બદલાયા પછી કેટલાયે કાયદા આવી પડ્યા, કેટલીયે મુશ્કેલીઓ આવી પડી. આમાં જ કેટલોક સમય તો ચાલ્યો ગયો. આમાં તો કોઈનું કંઈ ચાલે તેમ નહોતું. ત્યાર પછી પણ વિચારોની પૂરતી સ્પષ્ટતા નહોતી થઈ, તેથી કેટલોક સમય ચાલ્યો ગયો. આપણે નમ્રતાપૂર્વક એ પણ કબૂલ કરવું પડશે કે નઈ તાલીમનો પ્રયોગ આપણે પૂરી લગની અને શ્રદ્ધાથી કર્યો છતાં એ આપણને પૂરેપૂરું સમાધાન નથી

આપી શક્યો. તોયે એટલો દાવો જરૂર કરી શકીએ કે ઉત્સાહ વધારે એવો એ પ્રયોગ છે અને એના પર વિશ્વાસ મૂકીને એ આગળ વધારવા જેવો છે.

બાપુએ આને નઈતાલીમ નામ કેમ આપ્યું? તાલીમ શબ્દની આગળ આ 'નઈ' લગાડવાની શી મતલબ? શિક્ષણ અને જ્ઞાનનો વિચાર તો મૂળભૂત હોય છે, એ અનાદિ હોય છે, નવો નથી હોતો. પરંતુ કાળે કરીને વચ્ચે વચ્ચે એ વિચાર નબળો પડી જાય છે. પછી નવા જમાના સાથે મેળ પડે એ રીતે એને નવા રૂપે પ્રગટ કરવાનો હોય છે એટલે એ નવી ચીજ બની જાય છે. ભગવાન કૃષ્ણ સાંદીપનિ ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવા ગયા ત્યારે એમને લાકડાં લાવવાનું કામ સોંપાયું હતું. અને એ કામની સાથે સાથે એમને વિદ્યા આપવામાં આવી. આ જાણીતું છે. તેવી જ રીતે સત્યકામ જાબાલિનો દાખલો પણ જાણીએ છીએ. એ ગુરુ પાસે ગયો હતો. ગુરુએ એને મંત્ર આપ્યો કે ગાયોની સેવા કર, અને એને ગાયોની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થયું. પછી એને બળદ, પંખી વગેરે પાસેથી પણ જ્ઞાન મળ્યું, એવી વાત ઉપનિષદમાં આવે છે. પછી ગુરુએ એને પૂછ્યું કે તારા ચહેરા પર વિદ્યાનું તેજ દેખાય છે. તેં એ વિદ્યા ક્યાંથી મેળવી? ત્યારે એણે જવાબ આપ્યો अन्ये मनुष्येभ्यः એટલે કે મનુષ્યથી જુદી જાતના ગુરુ મળ્યા હતા. આપણને મનુષ્ય પાસેથી જ જ્ઞાન મળે છે એ અહંકાર પણ ખોટો છે. ઊલટું મનુષ્ય પાસેથી આપણને જે જ્ઞાન મળે છે તે એક અંશ માત્ર હોય છે.

### ભગવાનની શિક્ષણવ્યવસ્થા

ઘણી વખત હું ઠઠ્ઠો કરું છું. લોકોને ફિકર પડી છે કે કંપલસરી (ફરજિયાત) અને ફ્રી (મફત) કેળવણી શી રીતે આપવી. હું કહું છું કે એની યોજના કરવાની બાકી નથી, ભગવાન એ યોજના કરી ચૂક્યો છે. આવી મહત્ત્વની યોજના, જેના વિના માણસનું નભે તેમ નથી ટક્યો છે એવી શિક્ષણની યોજના કર્યા વગર જ ભગવાન માણસને જન્મ આપે એ બનવાજોગ નથી. કોઈ એક સરકાર બનશે,

અને પછી એ સરકાર એક યોજના બનાવશે, અને એ યોજના પ્રમાણે બધાને ફરજિયાત અને મફત કેળવણી આપશે. ભગવાને આટલો બધો આધાર સરકાર પર રાખ્યો હોત તો દુનિયા ક્યારની ખતમ થઈ ગઇ હોત. પરંતુ ભગવાને તો માણસના મગજમાં અક્કલ, પેટમાં ભૂખ અને દિલમાં સહુને માટે સહાનુભૂતિ મૂકી આપ્યાં છે. આમ સહાનુભૂતિવાળું હૃદય, અક્કલવાળું માથું અને ભૂખવાળું પેટ એ ત્રણે સાધન જ્ઞાનપ્રાપ્તિ માટે મળી ગયાં. આ ભૂખ મટાડવા માણસે બીજાઓ માટે સહાનુભૂતિ સાથે અક્કલપૂર્વક કામે લાગવું પડે છે. અને કામ કરવા જાય છે ત્યાં જાતજાતનું જ્ઞાન એને મળે છે. આ પેટની ભૂખનું દિવ્ય દાન જો ભગવાને ન દીધું હોત તો દુનિયાભરનો કોઈ તાલીમી સંઘ કે સરકાર જ્ઞાન આપી શકત નહીં. આ છે 'ફરજિયાત' શિક્ષણ. આ શિક્ષણ ન મળ્યું હોત તો આપણી ભૂખ મટત નહીં, હૃદયમાં સહાનુભૂતિ હોત નહીં અને બુદ્ધિને ચેન પડત નહીં. બાળકો માટે યોજના છે કે માના પેટમાં એને જન્મ મળે. બાળકને માતૃભાષા શીખવે છે. એ માટે સરકારને એક કોડીનોયે ખર્ચ કરવો નથી પડતો. આને હું ' મફત ' શિક્ષણની યોજના કહું છું. આવી બેવડી યોજના ભગવાન ઘડી ચૂક્યો છે. જે કરવા બાકીનું છે તે તો ગણિતમાં જેને આપણે શૂન્ય કહીએ છીએ એટલું કરવાનું બાકી છે. તેથી હું ઘણીવાર કહું છું કે કોઈને જો હું શિક્ષણદાતા છું એવો ફાંકો હોય તો એમ જ સમજવું કે એને પોતાને જ શિક્ષણ મેળવવાનું હજી બાકી છે.

### 'શીખવવું' અને 'ટીચવું'

મને એક શબ્દ ખટક્યો છે. એના પરથી હિંદુસ્તાનની મનોવૃત્તિનો ખ્યાલ આવે છે. હિંદુસ્તાનના બંધારણમાં ચૌદ ભાષાઓ છે. એ ચૌદ ભાષામાં 'શીખવવું' એને માટે કોઇ મૂળ શબ્દ નથી. શીખવા માટે શબ્દ છે. ' શીખવું '. ' શીખવવું ' એટલે કે ' શીખવા ' માં મદદ કરવી એ રીતનો ' શીખવા ' ઉપરથી કૃત્રિમ શબ્દ ઉપજાવ્યો છે. અંગ્રેજીમાં જેવો ' ટીચ ' ( Teach ) શબ્દ છે એવો સ્વતંત્ર વ્યુત્પત્તિવાળો કોઇ શબ્દ આપણી

ભાષામાં નથી. આપણે શીખી શકીએ છીએ, 'શીખવા'માં મદદ કરી શકીએ છીએ, પણ આપણે 'ટીચ' કરી શકતા નથી. અંગ્રેજીમાં તો એક શબ્દ 'લર્ન' (Learn–શીખવું) છે અને બીજો શબ્દ 'ટીચ' (Teach–શીખવવું) છે. એટલે 'લર્ન' એક સ્વતંત્ર ક્રિયા છે, અને 'ટીચ' એક સ્વતંત્ર ક્રિયા છે. આ અધ્યાપકનો અહંકાર છે. આ અહંકાર જ્યાં સુધી હશે ત્યાં સુધી આપણને તાલીમનું તત્ત્વ નહીં સમજાય. એટલે સૌ પ્રથમ તો આપણે એ સમજી લેવું જોઈએ કે દુનિયામાં કોઈ અભણ મનુષ્ય છે જ નહીં.

### ઈશ્વર-દર્શન-વિમુખ શિક્ષણ

આજે તો થાય છે એવું કે એક સાધારણ મેટ્રિક ભણેલો છોકરો એક ઉત્તમ સુથારને બેવકૂફ લેખે છે. એ એને ઘેર જશે ને કહેશે, "મારે ઘેર થોડું કામ છે, તારી મજૂરી શું થશે ?" એ એને 'તારી મજૂરી શું' કરીને પૂછશે. 'તમારી' કે 'આપની' મજૂરી શું થશે એમ નથી પૂછતો. આવો એક જ્ઞાની કારીગર કે જે દેશની સેવા કરે છે, જે પ્રાજ્ઞ છે, અનુભવી છે તેને તુંકારવામાં આવે છે, એટલા જ કારણસર કે એ લખવા-વાંચવાનું નથી શીખ્યો. મહંમદ પેગંબરની એક મજાની વાત છે. એક વખત ધ્યાનમાં બેઠા હતા. એમને ભગવાનનાં દર્શન કરવાં હતાં ઈશ્વરે એમને એક કાગળ લખીને આપ્યો. પણ મહંમદ પેગંબર તો વાંચી જાણતા નહોતા. એટલે એમણે ભગવાનને કહ્યું કે હું તો અભણ માણસ મારે તો તમારાં દર્શન કરવાં છે. પછી ખુદ ભગવાને આવીને દર્શન દીધાં. ત્યાર બાદ મહંમદ પેગંબર લોકોને આ વાત સંભળાવતા અને કહેતા કે હું ભણેલો હોત તો મને ભગવાનનાં દર્શન ન થાત. ભગવાનનો કાગળ જ જોવા મળત. હું ભણેલો નહોતો એટલે મને ઈશ્વરનાં દર્શન થયાં. એકવાર ખેડૂતોની એક સભામાં મેં કહ્યું કે તમે લોકો ખેતરમાં ખૂબ મહેનત કરો છો. સારી રીતે ખેડી કરીને ખેતર તૈયાર કરો છો. એની ઉપર સૂરજ સારી પેઠે તપે છે. પછી તમે ભગવાનનાં દર્શનની રાહ જુઓ છો. તેટ

તમારામાંથી જેમણે જેમણે ઇશ્વરનાં દર્શન ન કર્યાં હોય તે હાથ ઊંચો કરે. એકે જણો એવો ન નીકળ્યો કે જેને શંકા પડે કે મને ઇશ્વરનાં દર્શન થયાં છે કે નહીં. એમને દર્શન થઈ ચૂકેલાં હતાં. વરસાદ પડે છે ત્યારે ભગવાન માત્ર દર્શન જ નહીં સ્પર્શ પણ કરવા હેઠા ઉતર્યો હોય એમ લાગે છે. પણ આ સ્પર્શ-દર્શન જેને નથી થતાં તે શિક્ષિત કહેવાય છે. એવા શિક્ષિતોને ભગવાન બચાવે.

### જીવનયજ્ઞના યજમાન અને પુરોહિતો

હું એ કહેવા માંગું છું કે શિક્ષણ આપવાનું કામ અહંકારનું કામ નથી. એમાં નિરહંકાર વૃત્તિની ખૂબ જરૂર છે. વિદ્યાર્થીની સેવા કરવા સારુ શિક્ષક હમેશા તૈયાર હશે. એ નમ્રતાપૂર્વક એની સેવા કરશે અને વિદ્યાર્થી નમ્રતાપૂર્વક શિક્ષક પાસેથી જ્ઞાન મેળવશે. એકબીજાને સાથી માનશે. પ્રાચીન કાળમાં બન્ને મળીને ભગવાનને પ્રાર્થના કરતા, બન્ને એક સાથે બોલતા-' તેજસ્વીનૌ અધિતમસ્તુ ' એટલે કે ' અમારા બન્નેનું અધ્યયન તેજસ્વી થાય. ' આમાં ' નૌ ' શબ્દ છે તે દ્વિવચન છે. એટલે કે શિક્ષક એમ નથી માનતો કે હું ભણાવી રહ્યો છું. એ તો એમ માને છે કે હું ભણી રહ્યો છું. અને વિદ્યાર્થી ભણે છે એ તો સાફ વાત છે. બન્ને એક સાથે ભણે છે, એક સાથે અધ્યયન કરે છે. વિદ્યાર્થીને લાગે છે, શિક્ષકનો ઉપકાર છે કે એને મદદ કરે છે, અને શિક્ષક માને છે વિદ્યાર્થીનો ઉપકાર છે કે એને મદદ કરે છે. વિશ્વામિત્ર દશરથ પાસે ગયા અને રામ અને લક્ષ્મણની માગણી કરી. વિશ્વામિત્રને એમના યજ્ઞના રક્ષણ માટે રામલક્ષ્મણની જરૂર હતી. પાછળથી વિશ્વામિત્રે રામલક્ષ્મણને ઘણુંયે જ્ઞાન આપ્યું. એની વાત રામાયણમાં આવે છે. તો જેને એમ લાગે કે વિદ્યાર્થીને લીધે મારા યજ્ઞની રક્ષા થાય છે તે શિક્ષક. આ વિદ્યાર્થી ન હોત તો મારા જીવનયજ્ઞની રક્ષા ન થાત એવો ઉપકારનો ભાવ જેના દિલમાં જાગે તે જ શિક્ષક છે. પરસ્પર ઉપકાર અને ઉપકારની ભાવના સેવનારા એ સાથીઓ વચ્ચે શિક્ષણ-વ્યવહાર થશે, તેથી નઈ તાલીમમાં પુસ્તકનું

સ્થાન ગૌણ છે. લોકો આથી ગભરાય છે. પુસ્તકનો આધાર ઘટી ગયો એટલે જ્ઞાન-સાધન જ ક્ષીણ થઇ ગયું એમ લાગે છે. જ્ઞાન-પ્રાપ્તિ માટે પુસ્તકોની કંઈ ને કંઇ જરૂર પડે જ છે એમાં શક નથી. પણ એ મદદ તદ્દન ગૌણ છે. શિક્ષક અને વિદ્યાર્થીઓ સાથે રહીને જીવે એ જ મુખ્ય વસ્તુ છે. ટૂંકમાં શિક્ષક શિક્ષણ આપે અને વિદ્યાર્થી શિક્ષણ લે એવો જે ભેદ છે તે જવો જોઇએ. આ એનો પ્રથમ આરંભ છે.

નઈ તાલીમનો બીજો વિચાર એ છે કે એમાં જ્ઞાન અને કર્મ વચ્ચેના ભેદ, વિરોધ અને વાદ મટે છે. મેં આ ત્રણ શબ્દો ખાસ વાપર્યા, કારણ કે આ જ ત્રણ વિષયોને લઇને દુનિયાભરમાં છે તે બધાં તત્ત્વજ્ઞાનો ઊભાં થાય છે. કોઇ જ્ઞાન અને કર્મ વચ્ચે ભેદ પાડે છે, તો કોઈ એ બેને એકબીજાનાં વિરોધી માને છે. તત્ત્વજ્ઞાનમાં આવા આવા પક્ષો પડે છે.

### જ્ઞાન-કર્મ-સમન્વય

નઇ તાલીમને પાકો વિશ્વાસ છે કે જ્ઞાન અને કર્મ એક જ વસ્તુનાં એ સ્વરૂપ છે. અને તેથી આ ચાલે છે તે જ્ઞાન-કાર્ય છે કે કર્મયોગ છે તેવો ભેદ પાડી શકાતો નથી. એક રીતે જોતા જાવ તો જ્ઞાન-કાર્ય ચાલી રહ્યું છે, એવું દેખાય છે. બીજી રીતે જુઓ તો કર્મયોગ ચાલતો હોય એવું દેખાય છે. જે પ્રયોગમાં આવો આભાસ થાય તે પ્રયોગનું નામ શિક્ષણ-પ્રયોગ. એકલું જ્ઞાન-કાર્ય ચાલે છે એવો આભાસ થાય ત્યારે સમજવું કે એ શિક્ષણ-પ્રયોગ નથી. અને જો પ્રયોગમાં કર્મ-યોગ ચાલી રહેલો દેખાય તો તે શિક્ષણનો કાર્યક્રમ નથી. બેમાંથી કયો પ્રકાર ચાલી રહ્યો છે તેવો ભેદ ન કરી શકાય તેનું નામ શિક્ષણ-પ્રયોગ.

### જીવન-સાર્થકયની યોજના : સચ્ચિદાનંદ

આજકાલ બેઝિક એજ્યુકેશન-બુનિયાદી તાલીમમાં એક જબરું નાટક ચાલે છે. કહે છે કે જ્ઞાન અને કર્મનો મેળ થવો જોઇએ, એટલે તકલી ફેરવતાં ફેરવતાં તકલીનાં ગાણાં ગાય છે. તકલીની સાથે સાથે એનાં

ગીતો ગાવાથી મેળ નથી થતો. જ્ઞાન અને કર્મમાં ક્યાં સુધી ભેદ, વિરોધ અને એકતા છે એ એક બહુ સૂક્ષ્મ વિચાર છે. અને નઈ તાલીમ તો એ જ શ્રદ્ધાના પાયા પર ખડી છે કે જ્ઞાન અને કર્મ વચ્ચે અભેદ છે. કર્મમાંથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાનમાંથી કર્મપ્રેરણા થાય છે. અને બન્ને મળીને જીવન સાર્થક થાય છે. આમાં આવી યોજના છે. કેટલાકો એવો આક્ષેપ કરે છે કે આમાં તમે છોકરાંઓ પાસે કામ કરાવો છો. આ પણ જરા ગમ્મત છે. આપણે લોકોએ ગાંઠ વાળી છે કે આપણે લાખ જાતની કસરત કરીશું પણ ઉત્પાદક–પરિશ્રમ નહીં કરીએ. શાળાઓમાં છોકરાંઓ આખો દહાડો બેચી પર કાંકરો મૂકીને લખ લખ ને વાંચ વાંચ કરે છે. પછી ભૂખ નથી લાગતી એટલે એમને માટે વ્યાયામની યોજના કરાય છે. પછી છોકરાં ભેગાં થાય છે અને ઊઠ–બેસ ઊઠ–બેસ કરે છે. કોઈ ખેડુત આવીને જુએ તો કહેશે કે આ લોકોને કંઈ કામ નથી કે શું ? બેકાર છે ! તો કહેશે આ તો ભૂખ લગાડવાની યોજના છે. ખેડુત કહેશે કે ભૂખ લાગવાની યોજના તો ખેતરમાં હોય. હાથમાં કોદાળી લઈને મંડી પડે તો તરત ભૂખ લાગશે. પણ હાથમાં કોદાળી ઉપાડી પરિશ્રમ કરે તો તે મજૂરી કહેવાય, અને વગર કોદાળીએ પરિશ્રમ કરે તો તે વ્યાયામ કહેવાય ! આમ ભેદ વધતો જાય છે. શાળામાં એક મનોરંજનની યોજના હોય છે. શાળામાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોને ખૂબ તકલીફ, એટલે કલાક અડધો કલાકની મનોરંજનની યોજના પણ જોઈએ ! નઈ તાલીમ કહે છે કે કલાક જેટલો વખત આનંદ અને બાકીનો બધો વખત દુઃખ એવી યોજના અમને નામંજૂર છે. અમને પાકો વિશ્વાસ છે કે અમે તો ચોવીસે કલાક જ્ઞાન પ્રાપ્ત કરીશું, ચોવીસે કલાક કામ કરીશું અને ચોવીસે કલાક આનંદ ભોગવીશું. અને આ કંઈ અમારો બેતેરે કલાકનો કાર્યક્રમ નથી, ચોવીસ કલાકમાં જ આ બધું કરીશું. આમ આનંદ એ શ્રમ અને જ્ઞાનથી જુદો નહીં હોય. એક જ શબ્દમાં કહેવું હોય તો હું કહી શકું કે અમારા શિક્ષણનો મંત્ર છે–"સચ્ચિદાનંદ." સત્ એ છે કર્મયોગ, એના વિના જીવન નભી ન શકે. ચિત્ત છે જ્ઞાનયોગ, એના વિના જીવન જડ

બની જાય; અને આનંદ વિના તો જીવનમાં કશો રસ જ ન રહે. તો જે શિક્ષણમાં સત્, ચિત્ અને આનંદ એ ત્રણેનો યોગ હશે તે જ સાચી તાલીમ, પછી એનું ફાવે તે નામ પાડો, નઈ તાલીમ યા પુરાણી તાલીમ.

## બુદ્ધિગમ્ય વિનયી તાલીમ

મારે બીજી પણ એક વાત કહેવી છે. તે એ કે જ્ઞાનની વાતમાં આજ્ઞા અને હુકમ નહીં ચાલે. બીજી ગમે તે વાતમાં હુકમ થઈ પણ શકે અને હુકમનું પાલન પણ થઈ શકે, પણ એક ગોળ વસ્તુ હોય તેને તમે ત્રિકોણ સમજો એવી આજ્ઞા ન થઈ શકે. એમાં હુકમ નહીં ચાલે. એ તો ગોળ હશે એ ગોળ જ સમજાશે. એટલે જ્ઞાનના વિષયમાં આજ્ઞા બુઠ્ઠી નીવડે છે એ સમજી લેવું પડશે. આ હું ખાસ કારણસર કહું છું. આજકાલ કેટલાક લોકોને વિદ્યાર્થીઓમાં અનુશાસનહીનતા-શિસ્તનો અભાવ વરતાવા લાગ્યો છે. મેં અહીં આ શબ્દ ખાસ ધ્યાનપૂર્વક વાપર્યો છે કારણ કે મને વિદ્યાર્થીઓની અનુશાસનહીનતાનો અનુભવ થયો નથી. મને ઊલટાનો અચંબો એ વાતનો થાય છે કે આવી છેક કચરાપટ્ટી તાલીમ મળવા છતાં વિદ્યાર્થીઓમાં આટલી અનુશાસન-પ્રિયતા કેવી રીતે છે? આમ છતાં કયાંક અનુશાસનહીનતાનો અનુભવ થયો હશે એમાં શંકા નથી. તેથી તો આપણા નેતાઓએ વિશ્વાસપૂર્વક નઇ તાલીમનો આદર કર્યો છે. એમનો વિશ્વાસભંગ ન થાય એટલા સારુ હું ડંકો વગાડીને કહી દેવા માગું છું કે નઈ તાલીમ અનુશાસન ચલાવતી જ નથી. એ તો વિદ્યાર્થીઓને પૂરેપૂરી મુક્તિ આપી દે છે. શાસન-મુક્ત સમાજ-રચના દુનિયામાં થવાની હોય ત્યારે થશે, પણ વિદ્યાર્થીઓ માટે તો એ રચના જરૂર થવી જોઈએ. વિદ્યાર્થીઓનો સહુથી વધારે કોઇ અધિકાર હોય તો તે આઝાદી મેળવવાનો છે. તેથી આપણા જે ઉત્તમ ગુરુઓ હતા તે વિદ્યાર્થીઓને ઉપદેશ દેતા-'यानि अस्माकम् सुचरितानि तानि त्वयोपासितव्यानि न इतराणि.' અમારાં સારાં કામોનો પૂરેપુરો અમલ કરજો, અને અમારાં જે કામ

સારાં ન હોય તેનું અનુકરણ ન કરશે. એવા સંજોગોમાં એક સ્વયં–અનુશાસનની ભાવના વિદ્યાર્થીઓમાં પેદા થશે એમ હું ધારું છું. બાકી કોઈ કૃત્રિમ અનુશાસન નીચે નઇ તાલીમના વિદ્યાર્થી રહેશે એ હું માની શકું તેમ નથી. ઊલટું, આજની સમાજ–રચના કૃત્રિમ છે અને અસમાનતાના પાયા પર ઊભી છે તેથી નઈ તાલીમનો જે વિદ્યાર્થી પાકશે તે સમાજ સામે બંડખોર બનશે. જેમ ગાંધીજીએ કહ્યું હતું કે એ વિરોધ કરશે પણ સવિનય વિરોધ કરશે. આમાં કોઈ શક નથી પણ એ વિરોધ તો જરૂર કરશે. મેં 'સવિનય' શબ્દ વાપર્યો એટલે મને એક બીજી વાત યાદ આવે છે. આપણા પ્રાચીન ગ્રંથોમાં વિદ્યાને પણ 'વિનય' નામ આપ્યું છે. સંસ્કૃતમાં શિક્ષણને વિનય કહે છે. છોકરો ભણી પરવાર્યો તો તે 'વિનીત' કહેવાય છે. એટલે આદર્શ શિક્ષણને અંતે 'વિનય' ફલિત થવો જ જોઇએ; પણ એ વિનય તે ગુલામી નહીં હોય. એ તો સમાજની ખોટી માન્યતાઓનો સામનો કરવા ખડો થશે.

અહીં આગળ કેટલાક નઇ તાલીમને સ્વતંત્ર રીતે પ્રયોગ કરનારા અને કેટલાક સરકાર તરફથી કામ કરવાવાળા એમ બન્ને પ્રકારના લોકો આવ્યા છે. સરકાર આ કામમાં રસ લે છે એ સારી વાત છે. હું આ બન્નેને એક બીજાનાં પૂરક જોઉં છું. એક ઊંડાણથી કામ કરનાર છે, અથવા હોવો જોઇએ, બીજો વ્યાપક કામ કરનાર હોવો જોઇએ. આશા રાખું કે અહીં જે વિચાર–વલોણું થશે તેમાંથી એવું માખણ નીકળશે કે જે આખા દેશને ખાવા મળી શકે.

(કાંચીપુરમ્ અ. ભા. નઇ તાલીમ સંમેલન સમક્ષનું ઉદ્ઘાટન ભાષણ ૩૦-૫-૫૬.)

૨૪

# સર્વથા ક્રાંતિકારી તાલીમ

શિક્ષણની એક પદ્ધતિને આપણે ' નઈ તાલીમ ' એવું નામ આપ્યું. એનો અર્થ એ થાય કે જૂની કોઈ ભૂલભરેલી વસ્તુ છે. એટલે આપણે કોઈ નવી સારી ચીજ દાખલ કરીએ છીએ, પણ એને ' સારી તાલીમ ' કહેવાને બદલે નઈ તાલીમ કહીએ છીએ જૂની એટલે અતિ પ્રાચીન તાલીમ નહીં. બલ્કે વચગાળામાં અંગ્રેજો અહીં આવ્યા ત્યારે ચાલુ થઇ તે તાલીમ. એના ગુણદોષોની ચર્ચા હું નહીં કરું. ખરું જોતાં એ કેળવણી જ નહોતી. કારણ કે કોઈ સમાજને નજર આગળ રાખીને એ બની નહોતી. જે શિક્ષણ કોઈ સમાજને નજર આગળ રાખીને ન બને તે ગમે તેટલું સારુ ભલેને બન્યું હોય, એ શિક્ષણ જ નથી.

### સમાજ હોય ત્યાં ગ્રામદાન સહેલું છે

અંગ્રેજોએ અહીં આવીને જેમાં ફેરફારો કર્યા એમાં ય સમાજ જેવું કંઈ નહોતું. સમાજ તૂટી રહ્યો હતો. જ્યાં એક જ ગામમાં અભડછેટનો ભેદ કાયમ છે ત્યાં સમાજ છે જ નહીં. જ્યાં ન્યાતજાત છે, લોકોમાં ઊંચનીચના ભાવ છે, ત્યાં પણ સમાજ નથી બનતો.

આપણે જ્યારે ગ્રામદાન લેવા જઇએ છીએ, ત્યારે આ વાતનું ભાન થાય છે. સામાન્ય રીતે જે ગામમાં એક જ જાતના અથવા તો એક બીજાને મળતી જાતના લોકો હોય એવાં જ ગામોમાં ગ્રામદાન મળે છે. અમને હજારથી વધુ ગામ મળ્યાં છે. કેટલાંક ગામો એવાં છે કે જ્યાં બધી જાતના લોકો છે. પણ એવાં ગામો ઓછાં છે. વધુ ગામો તો એક જાતના અથવા સરખેસરખી જાતના લોકોવાળાં જ છે. ગ્રામદાનનો વિચાર સમજાવવો એ સહેલું કામ નથી. કારણ કે ગ્રામદાનનો પાયાનો વિચાર એ છે કે આખા ગામને કુટુંબ બનાવવાનું છે. જેમણે એમ માની લીધું છે કે બધી જાતિઓનું એક કુટુંબ માનવું એ અધર્મ જ છે, તે આપણા

વિચાર શી રીતે સમજે ? જે એમ માનતા હોય કે આખા ગામને એક કુટુંબ માની શકાય, પણ કારીગરી કે સ્વાર્થને લીધે અલગ અલગ વહેંચાયેલા છીએ, એમને એ સમજાવી શકાય કે ખરું જોતાં તમે એક જ કુટુંબના છો. પણ ગ્રામ-પરિવાર બનાવવાને જ અધર્મ માનતા હશે તેમને આર્થિક વિચાર સમજાવતાં પહેલાં એ જ સમજાવવું પડશે કે તમારો આ જાતિભેદ ખોટો છે.

જ્યાં સમાજ હોય છે ત્યાં ગ્રામદાન થાય છે. આજનું ગામડું તો જુદી જુદી ન્યાતજાતમાં વહેંચાયેલો સમૂહ છે, સમાજ નહીં. માટે જ્યાં સમાજ જ નથી, ત્યાં શિક્ષણ હોઈ જ ન શકે—એટલે કે જેને આપણે લોકશિક્ષણ કહીએ છીએ તે હોઈ જ ન શકે. કોઈ શાળામાં વ્યાકરણ શીખવાનું હોય તો તે વ્યાકરણ-શાળા હોઈ શકે છે. પણ જેને લોકશિક્ષણ કે જીવનશિક્ષણ કહે છે, જેમાં જીવનના અનેક વિષયોનો સમાવેશ થાય છે, એ તો જ્યાં એકરસ સમાજ હોય ત્યાં જ થઈ શકે. આવી જાતનો સમાજ છેલ્લાં સો-બસો વર્ષોથી ભારતમાં નહોતો. માટે આપણે જે કાંઈ તાલીમ શરૂ કરીશું તે નઈ તાલીમ જ થશે. એટલે કે તાલીમનો આરંભ જ નવો હશે.

### રખે ભ્રમમાં રહેતા

આ બધું મેં એટલા સારુ કહ્યું કે નઈ તાલીમના ઉદ્દેશ્યમાં એક ઉદ્દેશ્ય જે ગામમાં નઈ તાલીમ ચાલતી હોય તેને એક સમાજ બનાવવો, એકરસ બનાવવો એ છે. આજે તો આપણા સમાજમાં શક્ય એટલા બધા ભેદો છે. એટલે કે ગરીબી અમીરી છે, માલિક મજૂરના ભેદ છે, બ્રાહ્મણ-બ્રાહ્મણેતર; હરિજન-પરિજન વગેરે બધા ભેદો હાજર છે. એ બધાને મટાડવા એ નઈ તાલીમનો એક ઉદ્દેશ હશે. એનો અર્થ એ થયો કે નઈ તાલીમ બને એટલા લોકોને દુસ્મન બનાવે છે! છતાંય મને આશ્ચર્ય થાય છે કે આજકાલ જે આવે છે તે નઈ તાલીમને અનુકૂળ જ થાય છે. મને શંકા જાય છે કે આ લોકો કાંઈક ખોટા ખ્યાલમાં છે.

### નઈ તાલીમનાં અંડખોર સતાન

આપણે બાળકને સમજાવીશું કે દરેકના પગારનો સંબંધ એની યોગ્યતા સાથે ન હોવો જોઈએ, બલ્કે એની ભૂખ, અને જરૂરિયાત જોડે હોવો જોઇએ, અને આ જરૂરિયાતોમાં ઝાઝો ફેર હોતો નથી તેથી લોકોના પગારમાં પણ ઝાઝો ફેર હોવો ન જોઈએ. પછી જો એ છોકરાંઓ આપણને પૂછે કે આપણી શાળામાં હેડમાસ્તર અને બીજા માસ્તરોના પગારમાં કેટલો ફરક છે, તો આપણે મોઢે તાળાં લાગી જશે. માટે આપણી શાળામાં સૌનો પગાર સરખો જ હોવો જોઇએ. પછી છોકરાંઓ આપણને એ પૂછશે કે સરકારી નોકરીઓમાં આટલી શ્રેણીઓ છે એ બરાબર છે? આપણે કહીશું કે ના, એ બરાબર નથી. તો એ લોકો પૂછશે કે આમ કેમ ચાલે છે? ત્યારે આપણે સમજાવવું પડશે કે આમાં કાંઈક લાચારી છે. પણ આપણા સમજાવવા છતાંય છોકરાંઓ માનશે નહીં.

આપણે છોકરાંઓને કહીશું કે આપણી ઉપર કોઈની હકૂમત નહીં ચાલે. આપણાં છોકરાંઓ કહેશે કે અમે વિષમતાનું રાજ્ય નહીં રહેવા દઇએ. પછી એ છોકરાંઓ બળવાખોર બનશે. એટલે વિષમતા પર ઊભેલી સરકારને સારુ એ જોખમરૂપ બની જશે. છતાંય સરકાર આજે આ તાલીમ ચાહે છે. સરકાર એમ માનતી હોય કે આજના સમાજના દોષ મટાડવા સારુ આપણે નઇ તાલીમ ચલાવીએ છીએ, તો જ એનો નઈ તાલીમ માટેનો પ્રેમ એને શોભે. જે સામ્યયોગી રચનામાં નથી માનતા એમણે આદુ ખાઈને નઈ તાલીમનો વિરોધ કરવો જોઇએ. આપણે ત્યાં છોકરાંઓને શીખવવામાં આવશે કે કાંઇક ને કાંઈક જાત-મહેનત કર્યા વિના, ખેતરમાં કામ કર્યા વિના ખાવું એ ખોટું છે. એ હાલતમાં તો જે જાતિઓ હાથે કામ કરવું એ જ અધર્મ છે એમ માને છે, તેમણે આ તાલીમનો વિરોધ કરવો જોઈએ. છોકરાંઓને સમજાવવામાં આવશે કે બધાને જમીન મળવી જોઇએ, દરેકને જમીન

પર ખેતી કરવાનો હક છે, ગામમાં કેટલાક જમીનના માલિક છે અને કેટલાક ભૂમિહીન છે, એ બધું ખોટું છે. એનો અર્થ એ કે આજે સમાજમાં જે વ્યવસ્થા છે તે ખોટી છે, એ કહેવાનો પ્રસંગ નઈ તાલીમમાં આવશે. એટલે આજનો સમાજ નઇ તાલીમને સમ્મતિ આપે તો જાણી જોઈને આપઘાત કરવામાં સમ્મતિ આપે છે એમ માનવું જોઈએ.

### વિષમતા–નિવારણ : નઈ તાલીમનું એક અંગ

વિદ્યાર્થીઓને મન ગુરુદેવતા સમાણી દુનિયામાં બીજી કોઈ તાકાત નથી. અને જ્યારે ગુરુદેવ કહે છે કે ગામમાં વિષમતા હોય એ બરાબર નથી ત્યારે વિદ્યાર્થીઓ કહેશે ' તો આપણે બેઉ મળીને એને મટાડવાનો પ્રયત્ન કેમ ન કરીએ ? તમે નાહક અમને ગણિત વગેરે શા સારુ શીખવો છો ?' એનો અર્થ એ કે નઇ તાલીમના શિક્ષકોએ ગામની વિષમતા મિટાવવાના કાર્યક્રમને તાલીમનો એક હિસ્સો માનવો પડશે. દુનિયાના બીજા દેશોમાં આજ સુધી જે રાજ્ય–ક્રાન્તિઓ થઇ છે તે શિક્ષકોની મારફતે જ થઇ છે. માટે ગામમાં સામાજિક અને આર્થિક સમતા સ્થાપિત કરવી, એટલે કે ક્રાન્તિ કરવી એ નઈ તાલીમનું મુખ્ય કાર્ય બની જાય છે. તેથી હું કહું છું કે જમીનની વહેંચણી કરવી, જાતિભેદ, પંથભેદ વગેરે દૂર કરવા અને જનતાને જીવન મારફતે શિક્ષણ આપવું, આ બધાં કામો અને નઈ તાલીમ એ જુદાં જુદાં કામો નથી, એ બધાં એક બીજા સાથે સંકળાયેલાં કામો છે.

હું માનું છું કે નઈ તાલીમના સમ્મેલનમાં કેવળ એકાંગી ચર્ચાથી કામ પૂરું નહીં થાય. અહીં આર્થિક, સામાજિક બધાં અંગો વિષે ચર્ચા થવી જોઇએ. આપણે ઇચ્છીએ છીએ કે ગામનો દરેક છોકરો શાળામાં આવે; પણ આજની હાલતમાં ગરીબનો દીકરો શાળામાં નથી જઇ શકતો. એટલે ભૂમિહીનોને, ગરીબોને, સામાજિક સ્થાન આપવું એ નઇ તાલીમનું કામ છે.

### પરશુરામ-કર્તવ્ય

કાલે કાકા સાહેબે કહ્યું કે વિદ્યાર્થીઓનું કામ રાજ્યશાસન તોડવું એ થશે અને એને સારુ નઇ તાલીમનું સાધન કામમાં આવશે. એમણે એક અજબ ભાષામાં આ વાત મૂકી, પણ નઇ તાલીમનું એ યથાર્થ વર્ણન છે. બુદ્ધ ભગવાને કહ્યું હતું કે કાષ્ટમાંથી એક કીડો પેદા થઇને કાષ્ટને જ ખાય છે. એમ જો રાજ્યશાસન નઇ તાલીમને જન્મ આપશે તો નઇ તાલીમ રાજ્યને ખતમ કરશે.

તમારી સામે તમારા જન્મદાતાને ખતમ કરવાનો ભારે મોટો કાર્યક્રમ છે. એમાં જ સમાજનું કલ્યાણ છે એમ તેઓ સમજ્યા હોય અને તેથી જ એમણે નઈ તાલીમને સમ્મતિ આપી હોય તો ખુશીની વાત છે. હું આશા રાખું છું કે એમણે એમ વિચારીને જ સમ્મતિ આપી છે. કારણ કે આ કામ ફક્ત સરકાર જ કરવા નથી ચાહતી, પણ કોંગ્રેસે પણ આ પ્રકારનો ઠરાવ કર્યો છે, જે વધુ કિમ્મત ધરાવે છે. કોંગ્રેસનો જે ઠરાવ હોય છે તે પૂરી સમાજ-રચના બદલવાના ખ્યાલથી જ થાય છે. તેથી હું માનું છું કે એમણે જાણી જોઈ વિચારીને યોજના કરી છે. એમનો ઉદ્દેશ એમાં સાફ હશે કે જેને એ ઠરાવ દ્વારા જન્મ આપી રહ્યા છે તે એમનું વિસર્જન કરશે. આ દૃષ્ટિએ તમે નઈ તાલીમને જોશો તો તમારી આખી દૃષ્ટિ જ બદલાઈ જશે.

### ધામધૂમથી નવી સમાજ-રચના માટે નઈ તાલીમ

બાળકોને શી રીતે શીખવવું એને વિષે બે મત હોઈ ન શકે. બે અને ત્રણ મેળવવાથી પાંચ થાય છે એ શીખવવા સારુ બે ફળ લાવીને તેમાં ત્રણ મેળવવા સિવાય બીજો કોઈ ઉપાય જ નથી. આને ક્રિયાની મારફત જ્ઞાન આપવું કહે છે. ક્રિયા વિના જ્ઞાન અપાતું જ નથી. હવે તમે જે ક્રિયા કરો એ ઉત્પાદક હોય કે કોઇ બીજી જાતની, એ મતભેદનો વિષય થઈ શકે છે. માટે આપણે ક્રિયાની મારફત

તાલીમની વાત કરીએ એનાથી 'નઈ' તાલીમ નથી બનતી. એ નઈ તાલીમ એટલા સારુ બને છે કે આપણે બિલકુલ નવા સમાજની રચના કરવી છે. એકવાર સમાજ બન્યા પછી પણ નઈ તાલીમમાં અનુભવથી સુધાર થશે. પછી એ સુધાર થતાં તે **સારી તાલીમ** કહેવાશે. આમ તાલીમની સારપ વધતી જશે અને સુધારની પ્રક્રિયા ચાલતી રહેશે.

### કેવો હશે એ સમાજ ?

માટે એમ ન માનશો કે જૂની તાલીમમાં કેટલાક ફેરફાર કરવાથી આ નવી તાલીમ બની છે. બલ્કે એ ધ્યાનમાં રાખો કે નવી સમાજ-રચના બનાવવા સારુ નઇ તાલીમ છે, અને તેમાં સુધારાની અનંત શક્યતા છે. આપણે એક એવો આદર્શ સમાજ બનાવવો છે કે જેનો મુખ્ય ગુણ સ્વાવલંબન હશે. પાંચ-દશ શિક્ષકો મળીને પોતાનાં કુટુંબ એક બનાવી શકે છે. બધા વિદ્યાર્થી અને શિક્ષકોએ મળીને પોતાનો એક સમુદાય બનાવ્યો છે, એ લોકો જીવન ગુજારે છે અને સાધન તરીકે પુસ્તકો વગેરેનો ઉપયોગ કરે છે એવું થવું જોઇએ. જો તેઓ એમ ન કરે તો એમને શિક્ષણનો કક્કોય નથી આવડતો.

આ બધું તમને સૌને સાંભળવામાં કઠણ લાગતું હશે. એનું કારણ એ છે કે આપણે બધા એવા વર્ગમાંથી આવ્યા છીએ કે જેને માટે આ આખો વિચાર નવો છે. છેવટે જતાં આપણે કામ કરનારા સમાજમાંથી જ શિક્ષક પેદા કરવા પડશે અને તેમને વિદ્યા સંસ્કાર આપવા પડશે. એમ થશે ત્યારે આદર્શ શિક્ષણ યોજના બની શકશે. ત્યાં સુધી આપણે જૂની તાલીમ મેળવેલા પણ નઈ તાલીમ ચાહનારા લોકો જ કામ કરીશું.

### વિદ્વત્તાનો મિથ્યા મોહ

તેથી મને કેટલાક પૂછે છે કે તમે નઇ તાલીમનો ક્યાંય આદર્શ ઊભો કરી બતાવ્યો છે ખરો? હું એવાને કહું છું કે નઇ તાલીમનો આદર્શ ઊભો કરવા જેટલી મારી લાયકાત નથી. ઇશ્વરની કૃપાથી આપણામાં એટલી

શુદ્ધ આવી છે કે આપણે એની કલ્પના કરી શકીએ છીએ. બાકી એની રચના કરવાની યોગ્યતા આપણામાં આવી નથી. હવે આમાંથી જે નવા વિદ્યાર્થીઓ તૈયાર થતા જશે તેમનામાં એ યોગ્યતા વધારે ને વધારે પ્રમાણમાં આવતી જશે. મને કેટલીક વાર એમ પણ પૂછે છે કે પુસ્તકો વાંચવામાં તમારા પેંગડામાં પગ ઘાલે એવો તમારો કયો વિદ્યાર્થી છે? તો હું કહું છું કે ના, મારો એવો તો કોઈ વિદ્યાર્થી નથી. તો પછી એ પાછા પૂછે છે કે ત્યારે એ વિદ્યાર્થી તમારાથી પણ ચાર ચંદરવા ચડે એવો શિક્ષક શી રીતે થવાનો? તો હું જવાબ આપું છું કે એ એટલા જ કારણસર થશે કે એ મારા જેટલો વિદ્વાન નથી. હમણાં તેલંગાણાની યાત્રામાં મને એક અભણ ખેડૂત મળ્યો હતો. રસ્તામાં એને વાઘ મળ્યો હતો, તેનો એણે બહાદુરીપૂર્વક સામનો કર્યો અને ભગાડી મૂક્યો. હવે ત્યાં એની જગ્યાએ કોઈ વિદ્વાન હોત તો એની બધી વિદ્વત્તા પરવારી જાત. તેથી હું ઘણો વિદ્વાન છું પણ મને એ વિદ્યાનો ખાસ ઉપયોગ નથી દેખાતો. હું એ સમજું છું કે મારી વિદ્વત્તાને કારણે મને જે પ્રતિષ્ઠા આપવામાં આવે છે તે out of proportion–હોવી જોઈએ તેના કરતાં વધારે પડતી છે.

### સાક્ષાત્કારમાંથી જ જ્ઞાન

એટલે આપણો વિદ્યાર્થી આપણાથી ચડે એવો છે કે નહીં તે તો એના આચરણથી જ સમજાશે. આપણી વિદ્યાનું એક પરિણામ એ આવ્યું છે કે આપણે બીજાની નજરે જોતાં શીખ્યા છીએ. બીજા દેશમાં જઈને પ્રત્યક્ષ ત્યાંની સ્થિતિ જોવા–જાણવાને બદલે ઘેર બેઠે ચોપડી વાંચીને જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. આવી વિદ્યા કે જેમાં વિદ્યા પ્રત્યક્ષ નથી મળતી, પણ પરોક્ષ રીતે મળે છે એ જ્ઞાન ન કહેવાય. જ્ઞાન તો તેને કહેવાય જેનો આપણને સાક્ષાત્કાર થયો હોય, સાક્ષાત્ અનુભવ થયો હોય. અનુભવના પાયા પર ખડી હોય એવી વિદ્યા આપણને મળી નથી, તેથી આપણી વિદ્યા તેજસ્વી અને વીર્યવાન નથી બનતી. તમે બધા આ દૃષ્ટિએ નઈ તાલીમને જુઓ.

(અ. ભા. નઈ તાલીમ સંમેલન સમક્ષ આપેલું ભાષણ, કાંચીપુરમ્, ૩૨-૫'-૫૬)

· ૬૨ ·

# ઉપવાસીનાં ચાર પ્રવચનો

## ૧. સામૂહિક સંકલ્પની સાધના

( તા. ૧લી જૂનને દિવસે સવારે આઠ વાગે વિનોબાજીએ નિત્યના ક્રમ પ્રમાણે દર્હી લીધું અને ત્રણ દિવસનો ઉપવાસ શરૂ થયો. તે પછી "સુનેરી મૈંને નિર્મલ કે બલરામ"નું ભજન ગવાયું, એક તામિલ ભજન ગવાયું, રામધુન થઈ અને પછી વિનોબાજીએ એકત્ર થયેલા સાથીઓને કહ્યું : )

### તામિલનાડમાં પૂર્ણ પ્રયોગ

તામિલનાડમાં પ્રવેશ કરતાંની સાથે ભૂદાનયજ્ઞની મૂળભૂત કલ્પનાને પૂર્ણરૂપ આપવાનો વિચાર સ્ફૂર્યો. ભૂદાનને એક આગવો કાર્યક્રમ મેં કદી નથી માન્યો. પણ લાખો દાતા લાખો એકર જમીન આપે એ જરૂરી હતું. તે પછી આખાંનાં આખાં ગામ મળે એ સિદ્ધિની પણ જરૂર હતી. તો જ પોતાના રોજિંદા જીવનમાં અહિંસાનો પ્રવેશ શક્ય છે એવો વિશ્વાસ જનતાને પડે. મેં વિચાર્યું છે કે હવે આની સાથે બીજાં રચનાત્મક કાર્યોને સાંકળી લેવાં.

અહિંસા કે સર્વોદયની વાત જ્યારે હિંદુસ્તાનના લોકો સમક્ષ મૂકીએ છીએ ત્યારે પશ્ચિમી અસર નીચે આવેલા મૂઠીભર લોકોને બાદ કરતાં બાકીના બધા લોકોને એ ગળે તો ઊતરી જાય છે. પણ એમને એ વાત વહેવારુ નથી લાગતી. આ કાર્યક્રમને આજે ને આજે અમલી બનાવીને જનતાનું એનાથી ભલું કરી શકાય એવો ભરોસો જનતાને નહોતો. તે માટે અમુક સિદ્ધિ બતાવવી જરૂરી હતી.

હવે લાખો એકર અને સેંકડો ગ્રામદાન મળી ચૂક્યાં છે. એટલે મેં વિચાર્યું કે ક્યાંક અનુકૂળ ક્ષેત્ર મળી જાય અને ત્યાં સમગ્ર દષ્ટિથી ભૂદાનના પાયા પર કામ શરૂ થાય તો ઠીક. આ કામ તામિલનાડમાં થઈ શકે તેમ છે એમ મને કંઈક લાગ્યું છે.

### ઉપવાસ સામૂહિક સંકલ્પબળ માટે છે

મારા મનમાં વિચાર આવ્યો કે આનો સામૂહિક સંકલ્પ હોવો જોઈએ. અને એને માટે થોડુંક આધ્યાત્મિક બળ જોઈએ. મેં ત્રણ દિવસનું જે વ્રત આને માટે લીધું છે તે તો બિલકુલ નાનું છે. એમાં કહેવા જેવું કાંઈ જ નથી. એને પ્રસિદ્ધિ પણ નહોતી મળવી જોઇતી. મને આ જ જીવનમાં એકવાર જે સદ્‌ભાગ્ય સાંપડયું હતું તે અત્યારે પણ મળે તેમ હોત તો આનું અપ્રસિદ્ધ રહેવું શક્ય હતું. ત્યારે હું અનેક જાતની તપસ્યા કરતો, પણ દુનિયાને એની ખબર નહોતી. શાસ્ત્રોનું વચન છે અને એને અનુભવનો પણ ટેકો છે કે ક્ષાપન ( આજની ભાષામાં જાહેરાત ) એ શક્તિનો ક્ષય કરનારી વસ્તુ છે. પુણ્ય જાહેર કરીએ તો પુણ્યનો ક્ષય થાય. શાસ્ત્રોએ કહ્યું કે પોતાના પાપનો ઢંઢેરો પીટો, પણ પુણ્યનો ઈશારો પણ ન આવવા દો. મારી બાબતમાં આટલું ક્ષાપન-જાહેરાત- થાય છે તે હું જાણું છું, પણ હું લાચાર છું. આ સામૂહિક તપસ્યા છે, વ્યક્તિગત નથી. તેથી પોતાની તપસ્યાનું ક્ષાપન જેમ પોતાની બહાર ન થવું જોઈએ, તેમ સામૂહિક તપસ્યાનું ક્ષાપન સમૂહની બહાર ન થવું જોઈએ. એ દૃષ્ટિએ આનાથી શક્તિક્ષય નથી થતો. પણ ચિત્તશુદ્ધિ અને ચિંતનની આપણને સૌને જરૂરત છે. ઉપવાસ વિના એ ન બને એમ નથી કહેતો. તે વિના પણ બને અને મારી એ પ્રક્રિયા ચાલુ જ છે, આજે પણ છે. પણ એક અધ્યાય પૂરો થાય અને નવો શરૂ થાય ત્યારે લીટી દોરીને ૐ લખવો પડે છે. હું તે જ કરી રહ્યો છું. શુદ્ધિ અને ચિંતન ચાલુ રહેવાં જોઇએ, પણ એની સાથે જ વિશેષ ઊંડાણમાં ઊતરીને થોડું બળ મેળવવાની વાત આ ઉપવાસમાં છે. આ રીતે સામૂહિક સંકલ્પને માટે બળ એ જ આનું પ્રયોજન છે.

### શ્રમનો આશ્રય

મેં જે સમગ્ર આયોજનની વાત તામિલનાડની સામે મૂકી છે તેમાં એક બુનિયાદી વાત એ છે કે આપણું તમામ કામ પરિશ્રમના પાયા પર

ચાલતું થવું જોઈએ. જૂના કામ ફંડફાળા પર નભતાં, આજે પણ નભે છે, પણ સર્વોદયનું આપણું મુખ્ય કામ તો પરિશ્રમના પાયા પર જ ચાલવું જોઈએ. આપણે જાતે પરિશ્રમ કરીએ અથવા પરિશ્રમનું દાન લઈએ, એમ પરિશ્રમશક્તિ અને પરિશ્રમ-દાનશક્તિ એ બંને વાતો ચાલે તો હિંદુસ્તાનમાં અક્ષરશઃ ક્રાંતિ થશે. એમાં એવડો મોટો નિધિ (ફાળો) એકઠો થશે કે હિસાબ જ નહીં રહી શકે. અને એને એક જગ્યાએ પણ નહીં રાખી શકાય. તેથી એ ફાળો ઘેરઘેર વહેંચાયલો રહેશે, અને સમાજને ખપ લાગતો રહેશે. આવી વિશાળ કલ્પના આ વિચારમાં પડી છે. તેથી આ વરસે મારા ભાઈઓએ સૂત્રાંજલિમાં ૧૫ લાખ આંટીઓ એકઠી કરવાનો નિશ્ચય કર્યો છે. હું તો હજી કરોડો સુધી આગળ વધવાનું કહું છું.

### સૂત્રદાન

એક આંટી સૂત્રાંજલિમાં આપીએ તે સિવાય આપણે સૂત્રદાન પણ આપી શકીએ, જેથી આપણી સંસ્થાઓ નભે. આ હું આખા દેશની પાસેથી માગું છું. આજે હું મારી ૩૧ આંટી (દુબટા સૂતરની, એટલે કે સાદી ૬૨ આંટી) સર્વ સેવા સંઘને સમર્પણ કરું છું. એમાં મારું કશું નથી. પૂણી પણ બીજાએ આપી છે. મેં તો માત્ર કાંત્યું છે. એટલે કંઈ ને કંઈ દાન તો ગણાય, પણ તોયે લોકો મને રોજ ખવડાવે પિવડાવે છે એટલે એમનો તો મારા ચોવીસેય કલાક પર હક છે. એટલે દાન આપવા જેવો બીજો તો સમય જ ક્યો રહ્યો? જે ભગવાનની વસ્તુ છે તે ભગવાનને જ પાછી આપવાનું નાટક થાય છે. પણ એને એવું જ નાટક ખપે છે, માટે હું કહું છું.

## ૨. શાશ્વત ક્રાંતિનો ઉપાય

(કાંચીપુરમમાં તા. ૧-૬-૫૬ને દિવસે, ઉપવાસના પહેલા દિવસની સાંજે આપેલું પ્રાર્થના પ્રવચન)

હું નઈ તાલીમના વિચારને અહિંસાની જ એક પદ્ધતિ માનું છું.

તાલીમમાં કોઈના પર કોઈ વાત લાદવાની નથી હોતી, માત્ર સમજાવવાની હોય છે. અને અહિંસાનું તાત્પર્ય પણ એ જ છે કે જે કોઈ પ્રશ્નો પેદા થાય તેનો સલાહ-સંપથી ઉકેલ થવો જોઇએ. હું તો એમ પણ માનું છું કે જ્યાં સુધી 'મારી જ આજ્ઞા ચાલે' એવી વૃત્તિ રહેશે ત્યાં સુધી સાચી આઝાદી નહીં આવે અને અહિંસાનો વિશ્વાસ નહીં થાય માતાપિતાનો બાળકો પર હક છે એમાં કશી શંકા નથી, પણ એ પ્રેમનો અને સેવાનો હક છે એટલે માતા-પિતાએ એવો આગ્રહ કે વાસના ન રાખવાં ઘટે કે એમના દીકરાને એમની આજ્ઞા ગમે કે ન ગમે તોયે એણે માથે ચડાવવી જ જોઇએ. નેતાઓને પણ પોતાના વિચારો જનતા પર લાદવાની ઇચ્છા ન હોવી જોઇએ. ગુરુજનોએ પણ શિષ્યો પર પોતાના વિચારોની સખ્તાઈ કરવાની ઇચ્છા ન ધરાવવી જોઇએ. આ અહિંસાનો સાર છે. લોકો આપણી વાત સમજે અને તે પ્રમાણે અમલ કરે તો આપણને સારું લાગવું જોઇએ. આપણી વાત લોકોને ગળે ન ઊતરે અને એ લોકો તે પ્રમાણે ન વર્તે તોપણ આપણને આનંદ થવો જોઇએ. લોકો પોતાના વિચાર મુજબ વર્તે એમાં જ આપણને સંતોષ હોવો જોઇએ. આપણી વાત લોકોને ગળે ન ઊતરે છતાં એ લોકો એને કબૂલ કરી લે તો આપણને દુઃખ થવું જોઇએ.

### તામસ, રાજસ અને સાત્વિક ત્રણેય અત્યાચારથી પર એવી લોકનિષ્ઠ અહિંસા

અહિંસાની આવી વૃત્તિ છે તેથી અહિંસામાં કોઈ પણ પ્રકારે બીજા પર એકેય ચીજ લાદવાની ઇચ્છા ન હોઇ શકે. હું દંડશક્તિના જોરે કોઈ ચીજ લાદું તો એ પણ ભૂલ થશે. મારી જ્ઞાનશક્તિથી કોઈ ચીજ લાદું તો તે પણ ભૂલ થશે. અને ઉપવાસ વગેરે તપસ્યા કરવાની મારી શક્તિથી પણ જો કોઈ ચીજ લાદું તો તે પણ ભૂલ થશે, ઉપવાસ વગેરે કરવા હોય તો તે કેવળ ચિત્તશુદ્ધિને માટે

આત્મપરીક્ષણને માટે, આત્મચિંતનને માટે અને સંકલ્પનું બળ વધારવાને માટે કરવા જોઈએ. પણ જો તપસ્યાને બળે શક્તિ મેળવીને આપણે લોકો પર આપણો હુકમ ચલાવીએ તો આપણે રાવણની કોટિના થઈ જઈએ. તેથી આપણી પાસે જ્ઞાનશક્તિ, તપસ્યાની શક્તિ, દંડશક્તિ કે શરીરબળ હોય અને એમાંથી કશાના આધારે આપણે આપણો વિચાર લોકોને માથે લાદતા હોઈએ તો એ બધું જ ખોટું છે. હું તો કહીશ કે દંડશક્તિને આધારે લોકો પર વિચાર લાદવો એ તામસ–અત્યાચાર છે. તપસ્યાની શક્તિથી બીજા પર કોઇ વસ્તુ લાદવી એ રાજસિક અત્યાચાર છે. અને પોતાની જ્ઞાનશક્તિથી બીજા પર કોઈ ચીજ લાદીએ તો એ સાત્ત્વિક અત્યાચાર છે. ત્રણેય અત્યાચાર જ છે. સદાચાર તો એ જ છે કે પ્રેમથી આપણે બીજાને આપણી વાત સમજાવીએ. એ લોકો વાત સમજે ને માને તો તે પણ આપણને ગમવું જોઇએ. આ રીતે બધાંયને વિચારની પૂરી આઝાદી હોવી જોઈએ.

પણ કેટલાક લોકોને ભાસ થાય છે કે આપણે જલ્દી જલ્દી બીજાને માથે વિચાર લાદીશું, લોકો પાસેથી અમુક કરાવી નાંખશું તો ક્રાંતિ થશે. પરંતુ અંદરનો વિચાર પસંદ પડયા વિના કોઈ પણ કામ થાય તો તે જોત-જોતામાં ભાંગી પડે છે. માટે શાશ્વત ક્રાંતિ તો લોકો જોઈ વિચારીને નવા ફેરફારને સ્વીકારે ત્યારે જ થઈ શકે.

### ઉપવાસ પોતાની ઊણપને સુધારવા માટે જ હોઈ શકે

મેં મારા ઉપવાસ અંગે સહેજે એક વાત સૂચવી કે સમાજ પર કશું પણ લાદવાનો આ તપસ્યાનો જરાપણ ઉદ્દેશ નથી. એથી ઊલટું મને લાગેવળગે છે, ત્યાં સુધી તો હું કહી દેવા માંગું છું કે મને પોતાને ભૂદાન વગેરેની આટલી તીવ્ર તાલાવેલી લાગેલી હોવા છતાં જો સમાજ એનો સ્વીકાર નહીં કરે તોપણ મારા મનની શાંતિ તો જેવી ને તેવી જ રહેશે. હા, મને એમ થશે ખરું કે ભગવાન લોકોને આટલો સુંદર વિચાર ગ્રહણ કરવાની પ્રેરણા કેમ નહીં કરતો હોય? આમ ભગવાન સામે ફરિયાદ કરું એવું કદાચ બને, પણ લોકોને અંગે મારા મનમાં જરા પણ અસંતોષ નહીં રહે, ઊલટું હું તો એમ જ માનીશ કે લોકોને પોતે જેવું સમજે તેવું જ કરવાનો અધિકાર છે, એ અધિકારનો ઉપયોગ કરીને તેઓએ મારી વાત માની હોય ભલે અને ન માની હોય ભલે. એમણે તો કોઈપણ સંજોગોમાં પોતાના અધિકારનો ઉપયોગ કરવો જોઈએ અને આપણે એટલેથી જ સંતોષ માનવો જોઈએ. આપણને સૌને સમજાવવાનો અધિકાર છે અને આપણે સમજાવતા પણ રહીએ છીએ. આપણી વાણીમાં કાંઈ ઊણપ છે, ખામી છે તેથી આપણે આપણી પોતાની ચિત્તશુદ્ધિને માટે કોઈ પણ તપસ્યા કરવા ઈચ્છીએ તો તેમ કરી શકીએ છીએ. એટલે કોઈપણ સંજોગોમાં ઉપવાસનો સંબંધ તો પોતાની આત્મશુદ્ધિ સાથે જ હોઈ શકે, પછી એનું બાહ્ય નિમિત્ત ભલે ગમે તે થઈ પડે.

આત્મપરીક્ષણને માટે, આત્મચિંતનને માટે અને સંકલ્પનું બળ વધારવાને માટે કરવા જોઈએ. પણ જો તપસ્યાને બળે શક્તિ મેળવીને આપણે લોકો પર આપણો હુકમ ચલાવીએ તો આપણે રાવણની કોટિના થઈ જઈએ. તેથી આપણી પાસે જ્ઞાનશક્તિ, તપસ્યાની શક્તિ, દંડશક્તિ કે શરીરબળ હોય અને એમાંથી કશાના આધારે આપણે આપણો વિચાર લોકોને માથે લાદતા હોઈએ તો એ બધું જ ખોટું છે. હું તો કહીશ કે દંડશક્તિને આધારે લોકો પર વિચાર લાદવો એ તામસ-અત્યાચાર છે. તપસ્યાની શક્તિથી બીજા પર કોઇ વસ્તુ લાદવી એ રાજસિક અત્યાચાર છે. અને પોતાની જ્ઞાનશક્તિથી બીજા પર કોઈ ચીજ લાદીએ તો એ સાત્ત્વિક અત્યાચાર છે. ત્રણેય અત્યાચાર જ છે. સદાચાર તો એ જ છે કે પ્રેમથી આપણે બીજાને આપણી વાત સમજાવીએ. એ લોકો વાત સમજે ને માને તો તે પણ આપણને ગમવું જોઇએ. આ રીતે બધાંયને વિચારની પૂરી આઝાદી હોવી જોઈએ.

### શાશ્વત ક્રાંતિમાં ઉતાવળાપણાને સ્થાન નથી

હું ઘણી વાર કહું છું કે દુનિયામાં આજે મને કોઈપણ દેશ આઝાદ નથી દેખાતો. એનું કારણ એ જ છે કે લોકો આઝાદીનું મહત્ત્વ નથી સમજ્યા. સમાજ એના સહજ સ્વાભાવિક ગુણથી આગળ વધે છે અને એ જ રીતે એણે વધવું જોઈએ. આપણી તમામ કોશિશ એ જ હોવી જોઇએ કે ઉત્તરોત્તર ગુણવિકાસ થતો જાય. આ દૃષ્ટિએ આપણે કામ કરીએ છીએ ત્યારે કામ ખૂબ વધે છે. પરંતુ કેટલાંક લોકોને ધીરજ નથી રહેતી અને કહે છે કે આ રીતે તો કામનો નીવેડો ક્યારે આવે ? પણ મને લાગે છે કે આ જ રીતે જલ્દીમાં જલ્દી કામ થશે, કેમકે ખરું જોતાં કામ તો આ જ પદ્ધતિથી થશે, બીજી કોઈપણ પદ્ધતિથી સમાજની પ્રગતિનું કાર્ય થતું જ નથી. કંઇક થયું એવો આભાસ ઊભો થતો હોય, તોપણ જ્યાં વાસ્તવિક પ્રગતિ જ નથી, ત્યાં શીઘ્ર-ગતિ તે ક્યાંથી થાય ?

પણ કેટલાક લોકોને ભાસ થાય છે કે આપણે જલ્દી જલ્દી બીજાને માથે વિચાર લાદીશું, લોકો પાસેથી અમુક કરાવી નાંખશું તો ક્રાંતિ થશે. પરંતુ અંદરનો વિચાર પસંદ પડયા વિના કોઈ પણ કામ થાય તો તે જોત-જોતામાં ભાંગી પડે છે. માટે શાશ્વત ક્રાંતિ તો લોકો જોઈ વિચારીને નવા ફેરફારને સ્વીકારે ત્યારે જ થઈ શકે.

## ઉપવાસ પોતાની ઊણપને સુધારવા માટે જ હોઈ શકે

મેં મારા ઉપવાસ અંગે સહેજે એક વાત સૂચવી કે સમાજ પર કશું પણ લાદવાનો આ તપસ્યાનો જરાપણ ઉદ્દેશ નથી. એથી ઊલટું મને લાગેવળગે છે, ત્યાં સુધી તો હું કહી દેવા માંગું છું કે મને પોતાને ભૂદાન વગેરેની આટલી તીવ્ર તાલાવેલી લાગેલી હોવા છતાં જો સમાજ એનો સ્વીકાર નહીં કરે તોપણ મારા મનની શાંતિ તો જેવી ને તેવી જ રહેશે. હા, મને એમ થશે ખરું કે ભગવાન લોકોને આટલો સુંદર વિચાર ગ્રહણ કરવાની પ્રેરણા કેમ નહીં કરતો હોય? આમ ભગવાન સામે ફરિયાદ કરું એવું કદાચ બને, પણ લોકોને અંગે મારા મનમાં જરા પણ અસંતોષ નહીં રહે, ઊલટું હું તો એમ જ માનીશ કે લોકોને પોતે જેવું સમજે તેવું જ કરવાનો અધિકાર છે, એ અધિકારનો ઉપયોગ કરીને તેઓએ મારી વાત માની તોય ભલે અને ન માની તોય ભલે. એમણે તો કોઈપણ સંજોગોમાં પોતાના અધિકારનો ઉપયોગ કરવો જોઈએ અને આપણે એટલેથી જ સંતોષ માનવો જોઈએ. આપણને સૌને સમજાવવાનો અધિકાર છે અને આપણે સમજાવતા પણ રહીએ છીએ. આપણી વાણીમાં કાંઈ ઊણપ છે, ખામી છે તેથી આપણે આપણી પોતાની ચિત્તશુદ્ધિને માટે કોઈ પણ તપસ્યા કરવા ઇચ્છીએ તો તેમ કરી શકીએ છીએ. એટલે કોઈપણ સંજોગોમાં ઉપવાસનો સંબંધ તો પોતાની આત્મશુદ્ધિ સાથે જ હોઇ શકે, પછી એનું બાહ્ય નિમિત્ત ભલે ગમે તે થઇ પડે.

## ૩. ભગવાનના હાથમાં

(ઉપવાસના બીજા દિવસે સાંજે પ્રાર્થના પ્રવચન)

આજે પૂર્ણ શાંતિ રહી અને ખૂબ પ્રસન્નતા પણ મળી. કશી ખાસ તકલીફ ન પડી. મને એવી આશા પણ હતી જ કે તકલીફ નહીં પડે. વાત એમ છે કે આ તપસ્યાનો મેં અગાઉથી કશો સંકલ્પ નહોતો કરી રાખ્યો, પણ એની ખૂબ જ જરૂર વરતાઈ એટલે તે સમયે જ જાહેર કરી દીધું. મેં કંઈક વિચાર કરીને આ કામ કર્યું એવું મને જરાયે લાગ્યું નથી, તેથી હું બિલકુલ નિશ્ચિંત છું. જે પ્રેરણા આપે છે તે જ બધી જવાબદારી પણ ઉપાડી લે છે. તેથી મારે માથે એનો કશો ભાર નથી. લોકો આ ઉપવાસ વિશે કશી જ ફિકર ન કરે, પણ ભગવાનની ભક્તિથી પોતાના હૃદયને છલકાવે.

## ૪. ગાંધી વિચારનું પ્રાણકાર્ય

[ વિનોબાના પારણાને પ્રસંગે કયું ભજન ગાવું એ પૂછવા આશાદેવી એમની પાસે ગયાં. વિનોબાએ કહ્યુ: 'હિન્દુસ્તાનની ચૌદ ભાષાઓ છે. મારે તો એ ચૌદ ભાષાઓનાં ભજન સાંભળવાં છે.' સદ્ભાગ્યે બધી ભાષાનાં ભજનો ગાઇ શકે તેવી એક ભજનમંડળી તૈયાર થઇ ગઈ. ચોથી તારીખે પારણું કરતાં પહેલાં એક કલાક સૂત્રયજ્ઞ થયો. સૂત્રયજ્ઞ વખતે ભજનો પણ ચાલ્યાં. સમયને અભાવે દશ ભાષાઓનાં ભજન થઇ શક્યાં. આરંભ તામિલ ભજનથી થયો. પછી સંગીત મંડળની નાયિકા મિત્રુ આર્યનાયકમે અત્યંત મીઠા સ્વરે કબીરનું ભજન ઉપાડ્યું. આખી સભા ધીરે ધીરે ભક્તિમાં ભીંજાતી ગઇ. વિનોબાની આંખોમાથી તો પ્રેમભક્તિનો શ્રાવણ ભાદરવો વરસતો હતો. ભજનિકોનાં ગળાં રુંધાયાં. કાંતનારાના હાથ વચ્ચે વચ્ચે થંભી જતા. 'વૈષ્ણવજન તો તેને કહીએ'થી ભજનનો કાર્યક્રમ પૂરો થયો. ત્યાર બાદ વિનોબાએ જે શબ્દો કહ્યા તે નીચે આપ્યા છે. ]

અત્યારે આપણે હિન્દુસ્તાનની ઘણી ભાષાઓમાં ભજન સાંભળ્યાં. સાંભળતી વખતે મારી આંખોમાંથી આંસુ જ વહી રહ્યાં હતાં. મને એવું યાદ નથી કે કોઈ વાર સારું ભોજન મળતાં આમ આંસુ આવ્યાં હોય અને એવુંયે યાદ નથી કે ભોજન ન મળવાને લીધે આમ આંસુ આવ્યાં હોય. શરીરનાં ભોજનની કિમ્મત નથી હોતી, આત્માના ભોજનની જ કિમ્મત હોય છે.

### ભાષાઓ ઝઘડે શાને ?

હિન્દુસ્તાનની બધી ભાષાઓનાં ભજન સંભળાવવાનું મેં જ કહ્યું હતું. જેટલાં શક્ય હતાં તેટલાં ગવાયાં. હું ઇચ્છું છું કે ભૂદાનયજ્ઞના કામમાં આખા હિન્દુસ્તાનનો સાથ મળે. આજકાલ ભાષા અનુસાર પ્રાંતરચના થઈ છે, એમ કરવામાં ભૂલ થઈ છે એમ હું નથી માનતો. દેશની બધી ભાષાઓ અત્યંત મધુર છે. એને વિષે વાંધો લેવાનો હોય તો તે એ જ છે કે એમાં વ્યાવહારિક સાહિત્ય ઓછું છે. પણ એવો આક્ષેપ કોઈ નથી કરતું કે એમાં આધ્યાત્મિક સાહિત્યની ખોટ છે. આપણી બધી ભાષાઓ આધ્યાત્મિક જ્ઞાનથી ભરેલી છે. હું જાણું છું કે વ્યાવહારિક જ્ઞાનનું પણ મહત્ત્વ છે. પરંતુ દુનિયામાં આધ્યાત્મિક મૂલ્યો જ છેવટ સુધી ટકતાં હોય છે. આવા આધ્યાત્મિક જ્ઞાનથી ભરેલી ભાષાઓ એક બીજા સાથે ઝઘડા ન કરી શકે, પ્રેમ જ કરી શકે. બધી ભાષાઓમાં ભજન સાંભળીને મને ખૂબ આનંદ થયો.

### આપણે સૌ શોભા વધે તેવું કરીએ

આજે અહીં મારી સામે મોટે ભાગે સર્વોદય પ્રેમીઓ, ગાંધી-વિચારનાં લોકો, એકઠાં થયાં છે. મને ખાતરી છે કે ગાંધીજીએ જે સર્વોદયનો કાર્યક્રમ આપ્યો હતો તેનો ભૂદાનયજ્ઞથી પાયો રચાય છે. ભૂદાનયજ્ઞના પાયા પર જ સર્વોદયની આખી ઇમારત ઊભી થશે. માટે ગાંધીજીમાં માનનારા લોકો આ કામમાં પૂરી તાકાત લગાડે. રખે ઇતિહાસ એમ કહેતો કે સર્વોદયમાં માનનારા કેટલાક લોકોએ તો

આમાં આયખું ખપાવી નાંખ્યું, અને છતાં એમનામાંના કેટલાકને આનો સ્પર્શ જ ન થયો ! આપણે સમજવું જોઈએ કે આ ગાંધી વિચારનું પ્રાણકાર્ય ચાલી રહ્યું છે. મારે આમાં એમ તો આખા ભારતનો સાથ જોઈએ છે પણ ખાસ કરીને ગાંધીજીમાં માનનારાઓનો પૂરો સહકાર મળે એવી અપેક્ષા છે. ' એકલો જાને'રે એ અમને બહુ પ્રિય છે. પણ અમે એકલા ચાલીએ એ બીજા સૌને શોભતું નથી. એમાં એકલા ચાલનારની શોભા હો વધતી, પણ એમાં મારી શોભા વધે એવું હું નથી ઇચ્છતો. સૌની શોભા વધે એમ હું તો ઇચ્છું છું. અહિંસાને આધારે સમાજરચના થશે તો જ સૌની શોભા વધશે. ભારતભૂમિ આ કામ માટે અત્યંત યોગ્ય છે.

આપણે જે ભજનો સાંભળ્યાં એમાં પહેલું ભજન તામિલ ભાષાનું હતું. આપણે તામિલનાડમાં છીએ એટલે એમ કરવું બરાબર જ હતું. એ ભજન ભગવદ્ ભક્ત મહાપુરુષ અપ્પરનું છે. એમાં કહ્યું છે કે અમે કોઈના ગુલામ નથી. યમનો પણ અમને ડર નથી. આ છે હિન્દુસ્તાનની નિર્ભયતા; જે પ્રેમ પર ખડી છે. જે યમથી નહીં ડરે તેને બીજાનો ભય તો હોય જ શાનો ! નિર્ભયતા સૌ ગુણોમાં શ્રેષ્ઠ ગુણ મનાયો છે. ગીતામાં દૈવી સંપત્તિના વર્ણનમાં એને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. પણ અહિંસા વિના અભય શક્ય નથી એ સમજવું જોઈએ. જેના મનમાં હિંસા વૃત્તિ હોય તેને જ બહારના ડરનું કારણ હોય છે. સંસ્કૃતમાં શબ્દ છે સિંહાવલોકન. સિંહ વિષે એમ કહેવાય છે કે એ થોડું ચાલીને પછી પાછળ જુએ છે. કેમ ! કારણ કે તે દુનિયાનો શત્રુ છે. એને પ્રતિક્ષણ ડર હોય છે કે પાછળથી કોઈ હુમલો તો નહીં કરે ! આવો બહાદુર દેખાતો સિંહ ભીતરથી ડરપોક હોય છે. એની બહાદુરી એની છાતીની નથી, એના નખ ને દાંતની છે. ભીતરથી એ કાયર જ હોય છે. આજે દુનિયામાં આવી બહાદુરીનું દર્શન થઈ રહ્યું છે. દુનિયાના દેશો પાસે એવાં હથિયારો છે કે જેનો પહેલાં સ્વપ્ને

પણ ખ્યાલ ન આવત. આટઆટલાં કારગર આયુધો હોવા છતાં પણ દુનિયા આજે જેટલી ભયભીત છે એટલી અગાઉ ક્યારેય નહોતી. એ સ્પષ્ટ છે કે નિર્ભયતા હિંસામાં નહીં પણ પ્રેમ અને અહિંસામાં જ રહેલી છે.

ભૂદાનયજ્ઞમાં બીજું કાંઈ નથી. એ માત્ર પ્રેમ વધારવાનું કામ છે. પરમેશ્વર સૌને એ કામમાં સાથ આપવાની પ્રેરણા આપે એ જ પ્રાર્થના !

૨૬

# સિંધુવત્ બનેલા બિન્દુની વાણી

આજ મારો અહીં છેલ્લે દિવસ છે અને કાલ અમારી યાત્રા શરૂ થઈ જશે. આ બાર દિવસમાં મને અહીં ઘણી શાંતિ મળી છે. તામિલનાડની સેવામાં હું મારી પૂરી ભક્તિ જોડવા ઇચ્છું છું. પરંતુ એ ભક્તિ જો શુદ્ધ હશે તો જ સાચી સેવા થઈ શકશે. તેથી તેની શુદ્ધિ માટે આ થોડા ઉપવાસ વ્રત કરી લીધાં. શુદ્ધિની એક પ્રક્રિયા છે. તે એક બે કે ત્રણ દિવસના પ્રયત્નથી સિદ્ધ થઈ જાય એમ નથી. એ દીર્ઘ કાલના અભ્યાસની પ્રક્રિયા છે પરંતુ તેને માટે મારે એક સંકલ્પ કરવો હતો તે આ ઉપવાસથી કર્યો.

કાલે હું એવી આશા સાથે આગળ વધીશ કે તામિલનાડના બધા ભાઈબહેનો આ કામમાં એમનો પૂરો સહકાર આપશે. હું કોઈ ચમત્કાર કરી બતાવીશ એવી કલ્પના મારા મનમાં નથી; બલ્કે મારા મનમાં એનાથી ઊલટું છે. મારા મનમાં તો એમ છે કે હું કર્તા નથી; જે કાર્ય થાય છે તે ઈશ્વરની ઇચ્છાથી થાય છે. માટે ઈશ્વરનું આવાહન કરવા માટે અને જનતાની સહાનુભૂતિ માટે મેં આત્મશુદ્ધિના હેતુથી ઉપવાસ કર્યા. મને લાગે છે કે તામિલનાડમાં હૃદયથી જે કામ થશે તેને વિષે લોકોએ બહુ

આશા રાખી છે. એ જે એમની આશા અને શ્રદ્ધા છે તે એમના પોતાના આત્મવિશ્વાસ માટે છે એમ હું માનું છું. હું તો એક નિમિત્તમાત્ર બની રહ્યો છું.

બધા જાણે છે કે તામિલ મારી માતૃભાષા નથી. પરંતુ તામિલનો મેં ઘણા પ્રેમથી અભ્યાસ કર્યો છે એમ હું કહું છું. જો કે હજી મને એનું ઝાઝું જ્ઞાન થયું નથી, તોપણ એને માટે મને ઘણી પ્રીતિ થઈ છે. તેથી તામિલનાડની જનતાના હૃદયમાં સહજથી હું પ્રવેશ પામી શકીશ એવો મને વિશ્વાસ છે. તેથી આવતી કાલે અહીંથી હું યાત્રાએ નીકળીશ ત્યારે પૂરા વિશ્વાસ અને સંપૂર્ણ શ્રદ્ધાથી નીકળીશ.

મને એવો પણ અનુભવ થયો છે કે બધા પક્ષોની આ કામ માટે સહાનુભૂતિ છે. એ પક્ષો માહોમાહે હાલ ઝઘડે છે અને ભવિષ્યમાં પણ ઝઘડશે, પણ આપણા કામ માટે એમનો કોઈનો કંઈ વિરોધ નથી.-એવું જ ગૌડપાદે કહ્યું હતું કે દ્વૈતીઓ માહોમાહે ઝઘડે છે; અમારી સાથે એનો કોઈ ઝઘડો નથી. માટે અદ્વૈતમાં દ્વૈતનો કોઈ ઝઘડો નથી. સમુદ્રની સાથે કોઈ નદીનો ઝઘડો નથી. કોઈ નદી પશ્ચિમ તરફથી જાય છે તો કોઈ પૂર્વ તરફથી જાય છે પણ બન્નેય સમુદ્ર તરફ જ જાય છે. આપણું કાર્ય સમુદ્રના જેવું છે. આ બધા જુદા જુદા પક્ષો નદીઓ રૂપ છે અને તે બધા સમુદ્રની પૂર્તિ માટે જ વહે છે. હવે એ બધું કેવી રીતે થશે તે આપણે જોઈશું.

(સર્વોદયપુરમ્, કાંચી, ૬-૬-'૫૬.)